# સંપાદકીય

શ્રી ખુશાલદાસભાઈ પારેખ આપણા એક અનન્ય સમાજ-સેવક છે. વિવિધ ક્ષેત્રે તેમણે અર્પેલી વર્ષોની સેવા અને કાર્યક્ષમતાના યત્કિંચિત ઋણસ્વીકાર રૂપે, તેમના મિત્રો અને પ્રશંસકો તેમનો ષષ્ઠીપૂર્તિ મહોત્સવ ઊજવી તેમનું ગૌરવ કરે છે. આ પ્રસંગે, તેમના ક્રમે ક્રમે વિકસેલાં સેવા પુરુષાર્થના દર્શન રૂપે તેમનો જીવન પરિચય આપવો એમ હીરક મહોત્સવ સમિતિએ નક્કી કર્યું અને તેના ફળ રૂપે આ અભિનંદન ગ્રંથ તૈયાર થવા પામ્યો છે.

આ લઘુ ગ્રંથમાં બે વિભાગ યોજ્યા છે :—

૧. મિત્રો અને પ્રશંસકોની અંજલિઓ.   ૨. ચરિત્ર વિભાગ

શ્રી. ખુશાલદાસભાઈના જીવનપરિચયમાં ઘણાં નાનાં મોટાં શિષ્ટજનો આવ્યાં છે. તે પૈકી કેટલાંકની શુભેચ્છા, સંસ્મરણો અને અભિનંદન મેળવવા સમિતિના પ્રમુખ શેઠ શ્રી પ્રાણલાલ દેવકરણ નાનજીએ પત્રો લખ્યા અને લગભગ તે બધાંની પ્રેમભરી શ્રદ્ધાંજલિઓ અલ્પકાળમાં જ આવી ગઈ. આ અંજલિઓ મોકલનારાંઓમાં નામાંકિત રાષ્ટ્ર પુરુષો, પ્રધાનો, કેળવણીકારો, વ્યાપારીઓ, લોકસેવકો અને નેતાઓ પણ છે. તેમાં રાજા, લેખક, કવિ, ફિલસૂફ, બારોટ–ચારણશ્રેષ્ઠો અને ડૉકટરો પણ છે. સ્ત્રી છે, જુવાન છે, વૃદ્ધ પણ છે. લોકહૃદયમાં શ્રી ખુશાલદાસભાઈનું સ્થાન ક્યાં છે તેનું પ્રતિબિંબ આ સંસ્મરણો કે પ્રશસ્તિમાં સ્પષ્ટ અને સુરેખ દેખાય છે. આ સર્વ મહાનુભાવોનો અમે અન્તઃકરણપૂર્વક આભાર માનીએ છીએ. બીજાં ઘણાં સ્ત્રીપુરુષો એવાં રહી ગયાં છે, જેમની પાસેથી પણ એટલાં જ બહુમૂલ્ય સંસ્મરણો મળી શક્યાં હોત; પરંતુ પ્રસિદ્ધ

કરવા ધારેલા પુસ્તકનાં પૃષ્ઠ અને સમયની મર્યાદા, એ બન્નેમાં આથી વધારે સંસ્મરણો લેવાનો અવકાશ રહેતો ન હતો.

આ ગ્રંથમાં અમે શ્રી. ખુશાલદાસભાઈની આછી જીવનરેખા આપી છે. તેઓ માને છે કે તેમના બહુમાન અને કીર્તિના સાચા યશભાગી તેમના મિત્રો, દાતાઓ, શિષ્યો અને સહકાર્યકરો છે, જેમણે તેમની સેવાને સફળ અને સક્રિય બનવવામાં ગૌરવભર્યો ફાળો આપ્યો છે. અમે પણ એ વ્યક્તિઓનો એ રીતે ઉલ્લેખ કર્યો છે. પરંતુ અર્ધ સદીના દીર્ઘ સેવાકાળના લાંબા ગાળામાં આવાં અસંખ્ય સ્ત્રીપુરુષોએ મદદ કરી છે, એટલે કેટલાંક નામો આમાં રહી પણ ગયાં છે, તેનું અમને ભાન છે. એ અનામી વ્યક્તિઓ પણ ધન્યવાદને પાત્ર છે, જેમણે આપણા શ્રી. ખુશાલદાસભાઈની સેવાને સમર્થન આપી દીપાવી છે. અમે શ્રી. ખુશાલદાસભાઈને કર્તવ્યપરાયણતાની જીવંત મૂર્તિ માનેલ છે. કોઈ કોઈ સ્થળે તેમને અમે પૂરો ન્યાય કરી શકયા નથી. કોઈ સ્થળે કોઈને લાગે શ્રી. ખુશાલદાસભાઈને વધુ પડતું માન આપવાનું પણ કદાચ કોઈને લાગશે. અમારો આશય કેવળ સમભાવપૂર્વક તેમનું જીવન ટૂંકમાં પ્રજા પાસે સાદર કરવાનો છે. અમારી ક્ષતિઓ માટે ક્ષમા યાચવાની રહે છે.

જેમના જીવનનાં સ્મરણો અહિં નોંધાયાં છે તેઓ આજે આપણી વચ્ચે હયાત છે. તેમના જીવનમાં મળી છે તેના કરતાં હજુ વધુ સિદ્ધિઓ મળે એવી આ પ્રસંગે અમે પણ અમારી ભાવના વ્યક્ત કરીએ છીએ.

આ પુસ્તક આકર્ષક સ્વરૂપમાં અને સત્વર તૈયાર કરી આપવાનું શ્રેય શ્રી. ધીરુભાઈ દલાલ અને ભાઈશ્રી શંકરપ્રસાદ દેસાઈને છે. તેમનો અને મેસર્સ એસોશિયેટેડ એડવર્ટાઈઝર્સ એન્ડ પ્રિન્ટર્સ, લિ૦ નો આભાર માનીએ છીએ.



# નિવેદન

શ્રી. ખુશાલદાસભાઈનું નામ તો મેં ઘણા વખત પહેલાં સાંભળેલું. અમારી બૅંકમાં નાની મોટી જામીનગીરી (શ્યોરીટી) આપનારાઓમાં તેમનું નામ આવતું. એક વખત એક સદ્દગૃહસ્થ અમારી બૅંકમાં ઓવરડ્રાફ્ટ એકાઉન્ટ ખોલવા આવ્યા તેમાં શ્રી. ખુશાલદાસભાઈએ પચાસ હજાર રૂપિયાની જામીનગીરી આપી. હું વ્યાપારી માણસ આશ્ચર્ય પામ્યો. બીજાનું કામ થઈ શકે માટે પોતે જોખમદારી વ્હોરતાં પણ સંકોચ પામતા નથી, તે જોઈ મારા મનમાં તેમને માટે અનેરું માન જન્મ પામ્યું.

શ્રી. ખુશાલદાસભાઈ જેવા પરગજુ સેવક બહુ થોડા હોય છે. વર્ષોથી તેમની સેવાપ્રવૃત્તિ અનેકવિધ ક્ષેત્રમાં છે. અનેક લોકકલ્યાણનાં કામોમાં તેઓ સક્રિય સાથ આપે છે. મુંબઈ અને સૌરાષ્ટ્રમાં અનેક લોકહિતની સંસ્થાઓ સ્થાપવામાં અને તેના સંચાલનમાં તેમનો સંગીન ફાળો છે. વર્ષોનાં સેવાકાર્યે એમણે અનેકનાં હૃદય જીત્યાં છે. કોઈપણ સત્કાર્ય માટે ધારેલી રકમ તેઓ મેળવી શકે છે અને તેનો ઉપયોગ અને વહીવટ યથાર્થ રીતે કરે છે. પ્રભુએ તેમને આવો પરમાર્થ કરવા ખડતલ શરીર, નિરભિમાની માનસ, નિખાલસતા, સાદાઈ અને સૌ સાથે સુમેળ સાધવાના સદ્દગુણો આપ્યા છે.

શ્રી. ખુશાલદાસભાઈની પરગજુવૃત્તિના પ્રવાહો અનેકવિધ છે. કેળવણીના ક્ષેત્રમાં બોર્ડિંગો, બાળાશ્રમો તથા છાત્રાલયો સ્થાપવામાં તથા તેના સંચાલનમાં, દવાખાનાં, પ્રસૂતિગૃહો, ઈસ્પિતાલો, વ્યાયામશાળાઓ, ગૌશાળા વિ. અર્થે તથા તેવા બીજા લોકકલ્યાણના માર્ગે તેમની અસંખ્ય પ્રવૃત્તિઓ અને સફળ પ્રયત્નો જાણીતા છે. શેઠ. વ. મા. કપોળ બોર્ડિંગ જોડેના તેમના લાંબા સહવાસ અંગે તેમણે કેટલીએ વ્યકિતઓ ઉપર તેમના ઊંચા સંસ્કારોનો પ્રભાવ પાડ્યો છે અને તેવી ઘણી વ્યકિતઓ જે આજે ઊંચાં માનભર્યાં સ્થાનો ભોગવે છે તે સ્થિતિ પ્રાપ્ત કરાવવામાં શ્રી. ખુશાલદાસભાઈનો ફાળો નાનોસૂનો નથી. સાધારણ સ્થિતિના પણ પ્રામાણિક અને ઉત્સાહી જુવાનોને કામે ચઢાવવા અને ઠેકાણે પાડવાના અને જરૂર પડતાં આર્થિક સહાય પણ પોતાની લાગવગ વાપરી મેળવી આપવાનાં સ્તુતિપાત્ર દૃષ્ટાંતો અનેક છે.

કપોળ સજ્જનો સાથે મારે બે પેઢીનો મીઠો સંબંધ છે. કપોળ જ્ઞાતિના ઉત્કર્ષમાં શ્રી. ખુશાલદાસભાઈનો અનન્ય ફાળો છે. જે સંસ્કૃતિએ આવા નરો પેદા કર્યા છે તે સંસ્કૃતિ સદાય જીવંત રહે એવી મારી પ્રાર્થના છે.

આવા સેવાભાવી સજ્જનનું સન્માન કરવું એ આપણું ગૌરવ અને આનંદનો વિષય છે. સેવાનાં અનેક સુકૃત્યો તેમણે કર્યાં છે તે તેમની સાચી યાદગીરી છે પરંતુ તેમણે જનતાની જે સેવા કરી છે તેની યત્કિંચિત કદર કરવી એ આપણી ફરજ છે તેમ સમજી તેમના મિત્રો અને પ્રશંસકોએ તેમનો હીરકમહોત્સવ ઊજવવાનું નક્કી કર્યું અને મને તે શુભકાર્યમાં અધ્યક્ષપદ આપી ભાગીદાર બનાવ્યો છે એ માટે તે ભાઈઓનો હું આભાર માનું છું.

અમારી સમિતિએ આ કાર્ય શરૂ કર્યું ત્યારે અમારી ધારણા હતી કે આ કાર્યમાં લગભગ એક લાખ રૂપિયા અમે મેળવી શકીશું. મને જણાવતાં હર્ષ થાય છે કે શ્રી. ખુશાલદાસભાઈના વિશાળ સ્નેહીમિત્રવર્ગે શરુઆતથી જ અમને સારી રકમો આપી ઉત્સાહિત કર્યા અને આજસુધીમાં અઢી લાખ જેટલી નાદર રકમ અમને મળી ચૂકી છે. શ્રી. ખુશાલદાસભાઈ માટે જનસમુદાયને કેટલો પ્રેમ અને માન છે તેની પ્રતીતિ થાય છે. એ સખીદિલ સજ્જનોનો મારી સમિતિ અને હું અન્તઃકરણપૂર્વક આભાર માનીએ છીએ.

અમને જણાવતાં આનંદ થાય છે કે આ રૂપિયા અઢી લાખ આશરેની જે થેલી તેમને અર્પણ થશે તે રકમ કેળવણીનાં સાર્વ-જનિક કાર્યમાં વાપરવા શ્રી. ખુશાલદાસભાઈએ તેમનો નિરધાર જાહેર કર્યો છે. શ્રી. ખુશાલદાસભાઈને કેળવણી માટે કેટલો પ્રેમ છે અને કેળવણી જેવા ઉપયોગી કાર્યમાં તેમણે સર્વને સરખા હક્કદાર માન્યા છે તે તેમની વિશાળ ભાવના બતાવે છે.

આ પ્રસંગે તેમને એક અભિનંદન ગ્રંથ ભેટ કરવાનો પણ અમે નિશ્ચય કર્યો. મહાગુજરાતના અનેક પ્રતિભાસંપન્ન સ્ત્રી-પુરુષો અને રાષ્ટ્રસેવકોના તેઓ પરિચયમાં આવ્યા છે. તે પૈકીનાં કેટલાંક વ્યક્તિ-વિશેષનાં સંસ્મરણો જે અમે મેળવી શકયા છીએ તે અમે રજૂ કર્યાં છે. તેવા બીજા ઘણા સજ્જનોનાં બહુમૂલ્ય સંસ્મરણો અમે પ્રાપ્ત કરી શકયા હોત પણ ગ્રંથની પૃષ્ઠમર્યાદા અને પૂરતા સમયના અભાવે એ પ્રલોભન અમારે જતું કરવું પડયું છે. અમારી વિનંતિને સત્કારી તેમનાં સંસ્મરણો અને અભિનંદન જે જે મહા-નુભાવોએ અમને મોકલી આપ્યાં છે તે સર્વનો હું આભાર માનું છું.

મને શ્રદ્ધા છે કે આ ગ્રંથ આપણી આજની અને આવતી કાલની પ્રજા માટે એક પ્રેરણાદાયી પુસ્તક થઈ પડશે.

ભાઈશ્રી ખુશાલદાસનાં જીવનકાર્યોને લગતું સાહિત્ય જે વિખરાયલું આમ તેમ પડ્યું હતું તે એકત્ર કરવાનું પરિશ્રમભર્યું કાર્ય ભાઈશ્રી કનુ લહેરીને ફાળે જાય છે. તેમ જ આદિથી અંત સુધી રસ લઈ, પુસ્તકને સુંદર સ્વરૂપ આપવામાં તથા લેખન સાહિત્યને પોતાની લાક્ષણિક શૈલીમાં મૂકવાનો યશ 'શારદા'ના વિદ્વાન તંત્રી શ્રી. ગોકુળદાસ રાયચુરાને ઘટે છે. આ બધી સામગ્રી સંપાદિત કરી રજૂ કરવામાં ભાઈ હીરાલાલ મૂળજી મુનિએ લીધેલાં પરિશ્રમ અને ખંત અભિનંદનીય છે.

આ મહોત્સવના દરેક કાર્યમાં સક્રિય રસ લઈ મંત્રીભાઈઓ અને અન્ય સજ્જનોએ ઉત્સાહથી જે સહાય આપી છે તથા પરિશ્રમ ઊઠાવ્યો છે તે માટે તે સર્વને હું સાભાર અભિનંદન આપું છું.

છેવટમાં શ્રી. ખુશાલદાસભાઈને લોકસેવાનાં હજુ વધુ કાર્યો કરવા પ્રભુ લાંબું આયુષ્ય તથા તંદુરસ્તી અર્પો એ પ્રાર્થના.

પ્રાણલાલ દેવકરણ નાનજી






સેક્રેટરીયટ
મુંબઈ
૨૪-૧૨-૪૮

શ્રી. ખુશાલદાસભાઈ અને હું વીલ્સન કોલેજમાં ચારેક વર્ષ સાથે ભણેલા. તેમના અને મારા વિષયો ઘણુ ખરું એક હતા. તેમની સંસ્કારિતા અને શાન્ત સ્વભાવ વિદ્યાર્થીકાળમાં પણ તરી આવતા હતા. તે વખતે તેમના નિકટ પરિચયની તક મને મળી નહોતી, પણ પછીથી કેળવણીના ક્ષેત્રમાં તેમના સંપર્કમાં હું આવ્યો.

તેમની ભારે કાર્યશક્તિ સૌને મુગ્ધ કરે છે. સૌરાષ્ટ્ર અને ખાસ કરીને કપોળ જ્ઞાતિ ઉપર તેમનું ઋણ મોટું છે. પોતાનું સારુંયે જીવન તેમણે લોકસેવાર્થે ગાળ્યું છે.

આવા ભાવનાશાળી અને પ્રખર કાર્યકર્તાને સન્માનની અંજલિ અપાય તે અનેક રીતે યુક્ત જ છે. તેમના જેવા એકનિષ્ઠ પ્રજાસેવકને અભિનંદન આપતાં મને સ્વાભાવિક આનન્દ થાય છે.

તે દીર્ઘાયુષી થાય અને તેમને હાથે જનસેવાનાં હજી અનેક કાર્યો થાય તેવી મારી તેમને શુભેચ્છા છે.

બા. ગં. ખેર

# : ક્રમ :

## : શુભેચ્છા : સંસ્મરણો : અભિનંદન :


| | પૃષ્ઠ |
|---|---|
| ૧. મહારાજા શ્રી. કૃષ્ણકુમાર સિંહજી | ૩ |
| ૨. લેડી લક્ષ્મીબહેન જગમોહનદાસ | ૪ |
| ૩. શ્રી. કનૈયાલાલ મા. મુનશી | ૭ |
| ૪. ,, કિશોરલાલ મશરૂવાળા | ૯ |
| ૫. ,, ઉછરંગરાય ઢેબર | ૧૦ |
| ૬. ,, નાનાભાઈ ભટ્ટ | ૧૩ |
| ૭. ,, બળવંતરાય મહેતા | ૧૫ |
| ૮. ન્યા૦ શ્રી. મંગળદાસ વિ. દેસાઈ | ૧૭ |
| ૯. શ્રી. રમણલાલ વસંતલાલ દેસાઈ | ૧૯ |
| ૧૦. ,, અમૃતલાલ દલપતભાઈ શેઠ | ૨૯ |
| ૧૧. ,, હિંમતલાલ ગ. અંજારિયા | ૩૨ |
| ૧૨. ,, રામનારાયણ વિ. પાઠક | ૩૮ |
| ૧૩. ભક્ત કવિશ્રી દુલાભાઈ કાગ | ૪૦ |
| ૧૪. શેઠ શ્રી. ગોરધનદાસ ભગવાનદાસ નરોત્તમદાસ | ૪૫ |
| ૧૫. શ્રી. ડૉ. જીવરાજ મહેતા | ૪૬ |
| ૧૬. ,, રતિલાલ મૂળજી ગાંધી | ૪૮ |
| ૧૭. ,, જગજીવનદાસ નારાયણ મહેતા | ૫૨ |
| ૧૮. ,, ડૉ. પ્રાણજીવનદાસ મહેતા | ૫૫ |
| ૧૯. ,, ડૉ. બી. બી. યોધ | ૬૧ |
| ૨૦. ,, ડૉ. હેમન્તકુમાર વૈદ્ય | ૬૪ |
| ૨૧. ,, મગનલાલ હ. ગાંધી | ૬૮ |
| ૨૨. ,, ગોકુલદાસ દ્વારકાદાસ રાયચુરા | ૭૫ |
| ૨૩. ,, કાલિદાસ વસનજી દવે | ૭૮ |
| ૨૪. ,, પરમાણંદ કુંવરજી કાપડીઆ | ૮૨ |
| ૨૫. ,, મોહનલાલ વીરજીભાઈ પટેલ | ૯૧ |
| ૨૬. બારોટ શ્રી અંબાપ્રસાદભાઇ | ૯૬ |
| ૨૭. અંધકવિ શ્રી. હંસરાજભાઈ | ૯૮ |


## ચરિત્ર વિભાગ :


| | પૃષ્ઠ |
|---|---|
| ૧. દેશકાળ અને જન્મ | ૧ |
| ૨. મોસાળ | ૬ |
| ૩. અભ્યાસ અને કૌટુંબિક વ્યવસાય | ૧૦ |
| ૪. સામાજિક ક્ષેત્રે | ૧૩ |
| ૫. કસોટીકાળ | ૧૭ |
| ૬. વ્યાપારક્ષેત્રે | ૨૦ |
| ૭. સંસ્થાઓના પ્રાણ | ૨૪ |
| ૮. વ્યક્તિત્વ | ૫૦ |
| ૯. સૌનો વિસામો | ૫૪ |
| ૧૦. નિયમિતતા અને નિઃસ્વાર્થતા | ૫૭ |
| ૧૧. અજાતશત્રુ | ૬૦ |
| ૧૨. યશનામી પુરુષ | ૬૬ |
| ૧૩ દાનવીર | ૭૩ |
| ૧૪. બહારવટિયો | ૭૭ |
| ૧૫. પત્રકાર અને સુધારક | ૮૧ |
| ૧૬. સંસારી સાધુ | ૮૬ |

" કુલગુરુ "



૧૦-૧૨-૩૯ ] શ્રી. ખુશાલદાસભાઈ [ ચિત્રકાર. શ્રી. વી. આર. રાવ
શેઠ. ન. મા. ક. બો. સ્કુલના સર જગમોહનદાસ વ્યાખ્યાનગૃહમાં
શ્રી ક. મા. મુનશીના વરદ હસ્તે ખુલ્લી મુકાયેલી તેલ તસ્વિર.

# : શુભેચ્છા : સંસ્મરણો : અભિનંદન :

नहि स्वदेहशैत्याय, जायन्ते चंदन द्रुमाः

ચંદનવૃક્ષો પોતાની દેહની શીતળતા અર્થે નથી ઉત્પન્ન થતાં

गुणी च गुणरागी च, विरलः सरलो जनः ।

ગુણી અને ગુણરાગી એવા સરળ માણસ વિરલ હોય છે

[૧]

### મહારાજાશ્રી કૃષ્ણકુમારસિંહજી

Government House
Guindy
MADRAS.
16 th. Nov. 48.

I have a very high regard for Khushaldasbhai and his allround social activities and can only say that India needs many more Khushaldasbhais for her social and moral advancement.

Krishnakumar Sinhji.

ગવર્નમેન્ટ હાઉસ
ગીન્ડી,
મદ્રાસ
તા ૧૬-૧૧-૪૮.

શ્રી. ખુશાલદાસભાઈ માટે અને તેમની સર્વ પ્રકારની સામાજિક પ્રવૃત્તિઓ માટે મને બહુ માન છે. એટલું જ કહેવું બસ થશે કે હિંદને, તેના સામાજિક અને નૈતિક વિકાસ માટે ઘણા ખુશાલદાસભાઈઓની જરૂર છે.

કૃષ્ણકુમારસિંહજી



गुणी च गुणरागी च, विरलः सरलो जनः ।

ગુણી અને ગુણરાગી એવા સરળ માણસ વિરલ હોય છે

આ રીતે તેમણે માતૃસંસ્થા પ્રત્યેનું ઋણ સંપૂર્ણ રીતે અદા કર્યું છે. વળી પોતાના વિદ્યાર્થીજીવનમાં જે જે વ્યક્તિઓ તરફથી તેમને આર્થિક સહાયતા મળી હતી, તેમાંથી પણ તેઓ ઋણમુક્ત થવાનું ચૂકયા નથી. ભાઈ ખુશાલદાસ માટે આ બધું જેટલું ગૌરવપ્રદ છે, તેટલું જ મારા માટે આનંદ અને સંતોષજનક છે. આવી ભાવનાઓ અને આવું આચરણ કોઈક જ વ્યકિતમાં હોય છે. આવું ઉચ્ચ આદર્શજીવન યુવાનોને માટે ખરેખર અનુકરણીય છે.

સ્વાર્થી મનુષ્ય માત્ર પોતા પૂરતો જ વિચાર કરે છે. પોતાનાં સુખ, સમૃદ્ધિ અને સગવડો વધારવાના જ પ્રયત્નો તે કરતો હોય છે. તેને અન્યના દુઃખનો ખ્યાલ કે લાગણી હોતાં નથી. પરમાર્થી મનુષ્ય પોતાનો સ્વાર્થ જતો કરીને બીજાનાં દુઃખ દર્દ જાણી દુઃખી થાય છે. તે નિવારવામાં અને તેને સહાયભૂત બનવા હંમેશાં તત્પર હોય છે. આ મનુષ્યસ્વભાવના બે છેડા છે. જેમ એક તિરસ્કરણીય છે તેમ બીજો આદરણીય છે. પરંતુ એક બીજો વર્ગ પણ છે જે સ્વાર્થ સાથે પરમાર્થ સાધી શકે છે. પોતા પર રહેલી કૌટુમ્બિક જવાબદારીઓને સંભાળી સાથોસાથ બીજાને સહાયભૂત થવાને તત્પર રહેનાર વ્યક્તિ બંને બાજુના હિતને સાધ્ય કરે છે. તે જીવન-સંસારમાં વધુ આકર્ષણીય અને ઉપયોગી નીવડે છે.

ભાઈ ખુશાલદાસના જીવન પરથી જાણી શકાય છે કે સામાન્ય મનુષ્ય પણ જો ધારે તો એવા જીવનને અનુકરણીય લેખી પોતાનું જીવન સુધારી શકે છે, અને સફળ બનાવી શકે છે. ભાઈ ખુશાલદાસના પરમાર્થિક લોકહિતસાધક કાર્યની સફળ સેવાનો ઉત્સવ ઉજવવાને જનતાની જે ઉત્સુકતા આજે નજરે પડે છે, તે તેમના સફળ જીવનનો પ્રત્યક્ષ પુરાવો છે. ભાઈ ખુશાલદાસ શીઘ્રહસ્ત લેખક

નથી, કે સભા આકર્ષી શકે તેવા પ્રખર વક્તા નથી. તેઓ તો માત્ર સેવાના એક અઠંગ પુરુષાર્થી છે.

લોકહિતની યોજનાઓ ઘડવી, ઘરેઘરે ફરી ફંડો ઉઘરાવવાં, અને સંસ્થાઓને સંગીન અને કાયમી બનાવી દેવી, તેમાં તેઓ ગમે તેવા કાર્યકરને આંજી દે તેવા લક્ષવેધી જણાય છે. તેથી જ તેઓ મુંબઈમાં તેમ જ સૌરાષ્ટ્રમાં ધનપતિઓ પાસેથી પૈસા મેળવી બીજાઓની સેવાઓ માગી, પોતા તરફથી સર્વ પ્રકારનો સંપૂર્ણ સહકાર આપી કેળવણીનાં તેમ જ અન્ય પરમાર્થી કાર્યોની સંસ્થાઓ સ્થાપી શક્યા છે. અને પૂરી ચીવટ અને પરિશ્રમે તેઓ તેને વિકસાવી શક્યા છે. તેમની તે કર્તવ્યનિષ્ઠા માટે તેમને ખરેખર અભિનંદન ઘટે છે.

જાહેર કાર્યકર્તા અને લોકસેવકમાં જોઈતા ગુણો તો ભાઈ ખુશાલદાસ જાણે સાથે લઈને જન્મ્યા છે. હંમેશ હસતું મોં, ઉદાર વલણ, મોટેરાંઓ પ્રત્યેની માનભાવના, પક્ષરહિતતા, નિરભિમાન અને નમ્રતા એ એમનાં પ્રાકૃતિક લક્ષણો સ્વભાવમાં જ પુરાયાં છે. તેમની કાર્યસિદ્ધિમાં આ સદ્‌ગુણોએ ખૂબ ભાગ ભજવ્યો છે.

પ્રભુ તેમને હજુ વિશેષ સેવા કરવા લાંબું આયુષ્ય બક્ષે અને તેમનું લોકોપયોગી જીવન ઉત્તરોત્તર વિકાસ પામી વિશેષ ઉજ્જ્વળ બને એ જ પ્રાર્થના.

લક્ષ્મીબ્હેન



## સેવાધર્મી ખુશાલદાસ :



[ ૩ ]

**શ્રી. કનૈયાલાલ મુનશી**

ખુશાલદાસ પારેખ અને હું ૧૯૧૦ના અંતમાં મળ્યા. એ કપોળ બોર્ડિંગના સુપરિન્ટેન્ડેન્ટ હતા. હું એડવોકેટ (ઓ.એસ.)ની ટર્મ આપવા મુંબઈ આવ્યો હતો. અને બોર્ડિંગની વાગ્વિકાસમાં (Debating Society) મને અવાર નવાર બોલાવવામાં આવતો. ત્યારથી અમારી મૈત્રી શરૂ થઈ.

પહેલેથી જ ખુશાલદાસ સૌમ્ય સ્વભાવના. આત્મવિસર્જન એમને ઘણું પ્રિય. ગાંધીજીએ સેવાને યુગધર્મ બનાવ્યો તે પહેલાંના એ સેવાધર્મી. કેટલીય સંસ્થાઓ એમણે એકલે હાથે ઉદ્ધારી. કેટલાય વિદ્યાર્થીઓ તેમ જ બીજાઓને એમણે તાર્યા.

એમનું હૃદય નિખાલસ–बहिरन्तः समाकारः। બહાર ને અંદરનું એક જ સ્વરૂપ. એથી એમના પર બધાનો વિશ્વાસ હોય જ. પણ એથીય વધારે તો બીજાના હૈયાઓમાં પ્રવેશી જવાની એમની શક્તિ છે. એમનો પરિચય થાય એટલે આપણા હૃદયનાં દ્વાર ખુલે

અને એમની સૌમ્યતા ત્યાં સ્થાન કરે; અને આમ અભેદ બંધુભાવની શરૂઆત થાય.

કેળવણી તો એમનો પ્રિય વિષય. કેટલીય સંસ્થાઓ અને વિદ્યાર્થીઓ એમની જ મદદથી ઊભાં રહ્યાં છે. નિરાશ્રિતોના એ પરમમિત્ર. જ્યાં આંસુ સરતાં હોય ત્યાં એમની સહૃદયતા તો પીગળે જ.

આ મૂક, ઉદારચરિત, સેવાધર્મીની કીંમત કરતાં કરાય એમ નથી. એમને હાથે તો હજી આપણે ઘણા કામની આશા રાખીએ છીએ.

કનૈયાલાલ મુનશી



## બોધરૂપ ખુશાલદાસ:



[૪]

શ્રી. કિશોરલાલ મશરૂવાળા

શ્રી. ખુશાલદાસભાઈને વણમાગી કીર્તિ મળી છે. એમણે કદી તે માટે યત્ન કર્યો નથી. આ અનુભવ સર્વે સાચા સેવકોને થાય છે. જેઓ કીર્તિની પાછળ પડે છે, તે એક હદે ચડી ત્યાં જ અટકી બેસે છે. જે કીર્તિની દરકાર ન કરતાં સેવા પાછળ લાગે છે, તે જીવનભર ઉન્નતિ કરતા રહે છે, પોતાની તેમ જ સમાજની. આ ખુશાલદાસભાઈનું થયું છે એ આપણે માટે બોધરૂપ છે. શ્રી. ખુશાલદાસભાઈ સદૈવ સેવાર્થે શતાયુ થાઓ.

કિશોરલાલ ઘ. મશરૂવાળા



## નિષ્કામ ભિક્ષુક :



[૫]

શ્રી ઉછરંગરાય ઢેબર

શ્રી. ખુશાલદાસભાઈ વિષે લખવા બેસું છું ત્યારે હૃદયમાં બે ભાવ સ્ફુરે છે. એક ભાવ પોતાના સ્નેહાળ સ્વભાવ અને પોતાના મારી સાથેના સંબંધ વિષે લખવા આકર્ષે છે અને બીજો તેમના ગુજરાતના ઘડતરમાં ફાળા વિષે લખવા પ્રેરે છે.

શ્રી ખુશાલદાસભાઈ સાથે પ્રથમ હું અમરેલીમાં રેલસંકટ વખતે પરિચયમાં આવ્યો. અઢી વર્ષનો એ સંબંધ જે ઝડપે વિકસી રહ્યો છે, એટલી જ ઝડપથી ભાગ્યે જ બીજા કોઈ સાથે હું સંબંધ બાંધી શક્યો છું કે વિકસાવી શક્યો છું.

પણ ખરેખર તો શ્રી. ખુશાલદાસભાઈ પાસેથી મને જે વસ્તુ મળી છે, તેની આગળ આ સંબંધની તુલના નથી. શ્રી. ખુશાલદાસભાઈ પાસેથી હું સાત્વિક દાનનું રહસ્ય સમજવા પામ્યો છું. દરેક પ્રવૃત્તિ પાછળનું પ્રેરક તત્ત્વ કંઈક ને કંઈક હોય જ છે. બહુ જ થોડા લોકસેવકો છે કે જે પોતાની પ્રવૃત્તિ પાછળનાં પ્રેરક તત્ત્વનું પૃથક્કરણ કરે છે અને તેમાંથી અનિષ્ટ તત્ત્વોને દૂર કરવા પ્રયત્ન

કરે છે. શ્રી. ખુશાલદાસભાઈની અસામાન્ય ભિક્ષુક તરીકેની નામના પાછળની અસામાન્યતા તેમની વિશાળ ભંડોળો એકઠાં કરવાની શક્તિમાં જેટલી સમાયેલી છે, તેના કરતાં પણ તેમનાં ભિક્ષાવૃત્તિ પાછળના પ્રેરક તત્ત્વમાં મને જોવા મળી છે.

કોણ કોનાં દુ:ખ લઈ શકે છે કે કાપી શકે છે? અંતે તો ઇશ્વરકૃપા ઉપર જ અને માણસના પોતાના પ્રયત્ન પર જ સુખ-દુ:ખનો આધાર છે. છતાં પણ એક માણસનો બીજા પ્રત્યે ધર્મ છે કે તેને બને તેટલી હૂંફ અને સાંત્વન આપવાં. પહેલી વસ્તુએ શ્રી. ખુશાલદાસભાઈમાં અપાર નમ્રતા સીંચી છે. અને બીજી વસ્તુએ તેમને દુ:ખી અને પીડિતોના પ્રખર મિત્ર બનાવ્યા છે.

પોતાની મર્યાદાના સાચા ખ્યાલે તેમનાં ડગલાં પૃથ્વી ઉપર રાખ્યાં છે. અને સાંત્વન આપવાની ઉત્કટ પ્રેરણાએ તેમની પાસે અનેક સત્કાર્યો કરાવ્યાં છે.

સેવાની સાચી દૃષ્ટિ અને તેની પાછળના સાચા પ્રેરક બળની છાપ તેમની પ્રવૃત્તિઓના આયોજનમાં, તેમના દાતાઓ સાથેના વહેવારમાં અને યોજનાની સિદ્ધિઓમાં આપણે જોઈ શકીએ છીએ.

પ્રત્યેક સેવાકાર્ય સાથે શ્રી. ખુશાલદાસભાઈ પોતે ઊંચે ચઢે છે, દાતાઓને ઊંચે લાવે છે, અને તેમના સેવાકાર્યના ભોક્તાને ઊંચે લાવે છે.

શ્રી. ખુશાલદાસભાઈ સાથે દાન લેવા નીકળવું, એ જેટલો ગૌરવનો વિષય છે, એટલો જ એક લ્હાવો છે. દાતાઓને ભાર ન લાગે, તેમનામાં ખુશામત કે મહત્વાકાંક્ષાની વિકૃતિ દાખલ ન થાય, અને છતાં માનવતામાં રહેલી દાનવૃત્તિ સાચી રીતે પોષાય એની

કાળજી રાખીને દાતાઓને પલાળતાં મેં શ્રી. ખુશાલદાસભાઈને જોયા છે. અને દાતા જો પોતાના ગજા ઉપરાંત ખેંચાતો હોય તો તેને વાળતા પણ મેં એમને જોયા છે. તેજ રીતે લાખોની યોજનાઓ વિચારતા અને સાથોસાથ દાનમાં મળેલ રકમની કોડીએ કોડીનો હિસાબ કરતાં પણ મેં તેમને જોયા છે.

અને છેવટે "સહાય" એ શબ્દનો વિશાળમાં વિશાળ અર્થ કાઢતાં છતાં તેની મર્યાદાઓ ચીવટથી નકકી કરતા શ્રી. ખુશાલદાસભાઈને મેં જોયા છે.

શ્રી. ખુશાલદાસભાઈ આપણા ગુજરાતના પ્રથમ કોટીના નિષ્કામ ભિક્ષુકો પૈકીના એક છે. ગુજરાતની અનેક સેવા પ્રવૃત્તિઓ માટે પ્રભુ તેમને દીર્ઘાયુષ્ય બક્ષે એમ સહૃદય માગું છું.

ઉછરંગરાય ઢેબર



પરગજુ કાર્યકર્તા:

[૬]

**શ્રી. નાનાભાઈ ભટ્ટ**

૧૯૧૦-૧૧ ના અરસામાં જ્યારે હું દક્ષિણામૂર્તિ સંસ્થાને નવીસવી ઊભી કરી રહ્યો હતો તે વખતે એક દિવસ સાંજના મને એક જુવાન ભાઈ મળવા આવ્યા. આ ભાઈને હું ઓળખતો ન હતો. સ્વ. મણીશંકર રત્નજી ભટ્ટે મને તેમની ઓળખાણ આપી. આ ભાઈ તે કરશનદાસ ચીતળિયા. એમની પાસેથી મને જાણવા મળ્યું કે કપોળ જ્ઞાતિના બે જુવાન અને ભાવનાશાળી ગ્રેજ્યુએટો અમરેલીમાં એક મોટી બોર્ડિંગ સ્કૂલ કાઢે છે અને આ બે જુવાનોના મિત્ર તરીકે ભાઈ કરશનદાસે પોતે એ સ્કૂલનું ગૃહપતિપદ સ્વીકાર્યું છે. આ બે ભાઈઓ એ એક આપણા ખુશાલદાસ પારેખ અને બીજા જગજીવનદાસ નારાયણદાસ મહેતા. આ રીતે ખુશાલદાસભાઈને પહેલ વહેલા મેં ઓળખ્યા તે અમરેલી કપોળબોર્ડિંગના એક ભાવનાશાળી મોવડી તરીકે.

ત્યાર પછી તો વર્ષો વીતી ગયાં. જેમ જેમ વર્ષો વહેતાં ગયાં તેમ તેમ શ્રી. ખુશાલદાસભાઈના સંબંધમાં, તેમની પ્રવૃત્તિના

સંબંધમાં મેં ઘણું ઘણું સાંભળ્યું. અમરેલી માટે અને કપોળ જ્ઞાતિ માટે તેમણે અનેક કેળવણીની સંસ્થાઓ સ્થાપી, અનેક ગરીબ કપોળ વિદ્યાર્થીઓને આશરો અપાવ્યો અને ધીમે ધીમે તેમની આ પરોપકારી વૃત્તિ કપોળ જ્ઞાતિમાં જ ન અટકતાં વધારે વ્યાપક બની. છતાં એમની પ્રવૃત્તિનું ઉગમસ્થાન મોટે ભાગે કપોળ જ્ઞાતિ રહે છે. કપોળ જ્ઞાતિના અનેક આર્થિક, સામાજિક અને વ્યવહારૂ કોયડાઓ તેમને હાથ ઉકેલાયા હશે અને હજી પણ ઉકેલાવાના હશે.

મેં તેમને જોયા જાણ્યા છે આવા એક ભાવનાશાળી મિત્ર તરીકે. એમની સાથે લાંબો વખત રહેવાનું મારે બન્યું નથી. એમને બહુ નજીકથી ઓળખવાનું સદ્ભાગ્ય મને મળ્યું નથી. છતાં પણ મેં એમને એક ભાવનાશાળી, પરગજુ કાર્યકર્તા તરીકે ઓળખ્યા છે. એમના જીવનમાં રાજકીય પક્ષાપક્ષીની આંટીઘૂંટીઓ મેં દીઠી નથી. કોઈ કોઈ વાર તો ચારે તરફ રાજકીય પક્ષોની ધૂળ ઊડતી દેખે ત્યારે છાનામાના છટકી જાય એવા મેં તેમને દીઠા છે. ગરીબ માણસોનું ભલું થતું હોય, દુઃખીઆનાં આંસુ લોવાતાં હોય, ભૂખ્યાને અન્ન અપાતું હોય, ગરીબ વિદ્યાર્થીઓને વિદ્યાદાન મળતું હોય તો ખુશાલદાસભાઈ હંમેશાં એક પગે ખડા હોય છે એમ મેં જોયું છે. આજે જ્યારે તેનો મહોત્સવ ઉજવાય છે ત્યારે મારી આવી સાદી અને નાની ઓળખાણ આ મહોત્સવમાં મૂકીને હું મારી જાતને ભાગ્યશાળી માનું છું.

નાનાભાઈ ભટ્ટ



## મૂગા સમાજસેવક :



[૭]

શ્રી. બળવંતરાય મહેતા

શ્રી. ખુશાલદાસ પારેખને છેલ્લાં થોડાં વર્ષોથી હુ જાણું છું. છેલ્લા થોડા માસથી એમનો નજદીકનો પરિચય થવા માંડ્યો છે. તે પહેલાં તો તેમને દૂરથી જોયા છે ને દૂરથી તેમની પ્રવૃત્તિથી માહિતગાર રહેવા પ્રયત્ન કર્યો છે. મેં એમને એક મૂગા સમાજ-સેવક તરીકે પિછાન્યા છે. સેવાના કોઈ કાર્ય માટે એમને નિમંત્રણ થાય તો તેઓ હંમેશાં તૈયાર જ હોય, બહુ નાની વયમાંથી એમણે સેવાનો મંત્ર સ્વીકાર્યો જણાય છે અને સેવાની અનેકવિધ પ્રવૃત્તિ-ઓમાં હંમેશાં લીન રહ્યા છે. સામાન્ય રીતે એમને પ્રસિદ્ધિથી પણ મેં દૂર રહેલા અનુભવ્યા છે, અને તેથી આ હીરક મહોત્સવ પ્રસંગ એમને અકળાવનારો બન્યો હોવો જોઈએ એમ મારું માનવું છે. એમની પોતાની કોમની સામાજિક અને સાંસારિક પ્રવૃત્તિઓમાં એમણે અનેક પ્રકારે રસ લીધો છે. અને કોમની સેવા મારફતે એમણે યશ પણ સારો સંપાદન કર્યો છે. છેલ્લાં છેલ્લાં એમણે સાર્વ-જનિક કાર્યોમાં વધુ ને વધુ રસ લેવા માંડ્યો છે ને અર્ધ વયને

સેવાનાં કાર્યો તેઓ ઉપાડી લેતા જણાયા છે. ઘણા યુવકોએ એ કાર્યો જોઈને સેવાકાર્યો માટે પ્રેરણા મેળવી છે. ગુજરાતમાં જુવા પ્રેરણા આપે અને સાચો રાહ બતાવે તેવી વ્યક્તિઓ ગણીગાંડી તેમાં શ્રી. ખુશાલદાસભાઈનું નામ પણ શોભે છે. તેઓ ઘણું ‹ સુધી આયુષ્ય ભોગવે, તંદુરસ્ત રહે અને તેમનાં સેવાકાર્યોનો ફ ઉત્તરોત્તર વધુ ઊતરે અને તેનો લાભ સૌરાષ્ટ્ર તથા ગુજરાત॰ પ્રજાને મળે એવી મારી શુભેચ્છા છે. એમનાં સેવાકાર્યોને શોભે એવું જ સંગીન અને લોકહિતકારી એમનું સ્મારક થશે એવી આશા રાખું છું.

બળવંતરાય મહેતા



સેવાનાં કાર્યો તેઓ ઉપાડી લેતા જણાયા છે. ઘણા યુવકોએ એમનાં કાર્યો જોઈને સેવાકાર્યો માટે પ્રેરણા મેળવી છે. ગુજરાતમાં જુવાનોને પ્રેરણા આપે અને સાચો રાહ બતાવે તેવી વ્યક્તિઓ ગણીગાંઠી છે. તેમાં શ્રી. ખુશાલદાસભાઈનું નામ પણ શોભે છે. તેઓ ઘણાં વર્ષો સુધી આયુષ્ય ભોગવે, તંદુરસ્ત રહે અને તેમનાં સેવાકાર્યોનો ફાલ ઉત્તરોત્તર વધુ ઊતરે અને તેનો લાભ સૌરાષ્ટ્ર તથા ગુજરાતની પ્રજાને મળે એવી મારી શુભેચ્છા છે. એમનાં સેવાકાર્યોને શોભે એવું જ સંગીન અને લોકહિતકારી એમનું સ્મારક થશે એવી આશા રાખું છું.

બળવંતરાય મહેતા



## સાચી મૂલ્યપરીક્ષા :



[૮]

ન્યાયમૂર્તિ શ્રી. મંગળદાસ વિઠ્ઠલદાસ દેસાઈ

શ્રી. ખુશાલદાસભાઈ માટે મને બે બોલ લખવાનું કહેવામાં આવ્યું, ત્યારે ક્ષણ ભર તો મારા મનમાં એમ જ થયું કે મારે મૌન ધારણ કરવું. પણ ક્ષણિક મૌનનો ઉપયોગ જે પરમાર્થી પુરુષોએ જનતાની સેવા કરવામાં જીવન ફેંકી દીધું હોય તેનું ચિંતન કરવામાં આવે છે, એવી પ્રથા છે.

શ્રી. ખુશાલદાસભાઈએ તેમની યુવાવસ્થામાંથી જ પોતાનું જીવન પોતાના જ્ઞાતિભાઈઓની સેવામાં, જ્ઞાતિના વિદ્યાર્થીઓને શિક્ષણ અપાવવામાં અને તેમનું જીવન ઉન્નત બનાવવામાં તથા પોતાની જન્મભૂમિ અમરેલીની સેવામાં અને બીજાં અનેક સત્કાર્યોમાં વિતાવી દીધું છે. આમ જીવન ગાળવામાં 'કપોળમિત્ર' દ્વારા તેમને સદાયે પ્રશંસા મળશે, તેમને માનપત્રો મળશે અથવા જાહેર સંસ્થાઓ સાથે તેમનું નામ અમર થશે, એવા કોઈપણ પારિતોષિકની તેમણે અપેક્ષા રાખી ન હતી. સહૃદયતા અને નિઃસ્વાર્થ સેવાભાવ એ જ એમના જીવનમંત્ર હતા અને છે. તેમના સદ્-

ગુણોનુ યશોગાન એમના દાનમા રેડવાથી કદાચિત તેમની ભીષ્મ-ત્યાગવૃત્તિમા આપણે ખલેલ પાડીએ! પુન્યના ગુણગાનનો વિવિધ અર્થ રહે છે એક તો જેના આપણે ગુણગાન ગાઈએ છીએ તેને પ્રોત્સાહન આપવાનો ઉદ્દેશ રહે છે શ્રી ખુશાલદાસભાઈને પ્રોત્સાહન આપવાની કદીએ જરૂર પડી નહોતી બીજો અર્થ તો એ કે શ્રોતાવર્ગને તેવા ગુણકથનથી બોધ મળે, અને સત્કાર્ય કરવા તરફ તેમની વૃત્તિ થાય શ્રી ખુશાલદાસભાઈએ જે મહાન સેવાઓ અથાગ પરિશ્રમ લઈને કરી છે, તેથી કોણ અપરિચિત છે? એવી સેવા નિષ્ફળ જતી નથી જનતા એવી નગુણી નથી જનસમાજ એક ઝવેરી માફક રત્નની મૂલ્યપરીક્ષા કરી શકે છે તેની પ્રતીતિ આ પ્રસગે એકઠી કરેલી બાદશાહી રકમ ઉપરથી થાય છે અને આવા પ્રસગે કરેલા ગુણગાનનો આ બીજો ઉદ્દેશ છે

મારા ક્ષણિક મૌનમા હુ તો એટલીજ પ્રાર્થના કરી રહ્યો છુ કે શ્રી ખુશાલદાસભાઈને હજુ પણ જનસેવા માટે ઈશ્વર લાબુ આયુષ્ય આપે! અને તે સેવા તેમની હમેશની સેવા જેવી નિર-ભિમાની અને નિ સ્વાર્થ કાયમ રહે અને તેમનુ જીવન હમેશને માટે આપણને એક આદર્શરૂપ રહે!

મગળદાસ દેસાઈ



## પ્રથમ પંક્તિના લોકસેવક :

● [૯]

**શ્રી. રમણલાલ વસંતલાલ દેસાઈ**

લોકસેવક-પ્રજાસેવક જેવાં નામોચ્ચાર કરતી વખતે આપણી નજર આગળ એક ચિત્ર ખડું થાય છે. લોકસેવક એટલે જેની છબીઓ વારંવાર વર્તમાનપત્રો અને સામયિકોમાં આવ્યા કરતી હોય, જેનાં વ્યાખ્યાન સ્થળે સ્થળે ગૂંજતાં હોય અને પ્રત્યેક અખબારમાં છપાતાં હોય; જેના સંદેશા ચારે પાસથી માગવામાં આવતા હોય અને મુશળધાર વરસાદની માફક તે સંદેશા વેરાતા હોય; જેનું સ્વાગત કરવા માટે સ્ટેશને લોકોની ભીડ જામે અને જેને સર્વ સમારંભોના શોભારૂપ બિચારા સ્વયંસેવકો સલામી આપે; સભાઓમાં જેને ગળે ફૂલહાર પડ્યે જ જાય અને જેની છબીઓ પાડી લેવા કૅમેરાના ખટકારા વાગ્યા જ કરતા હોય.

લાયકને લાયક માન જરૂર મળવું જોઈએ, અને પ્રજા પાસે આવા સ્નેહદર્શનનાં સાધનો જરૂર હોવાં જોઈએ. એમાં બહુ ખોટું થાય છે એમ પણ માનવાની જરૂર નથી–જો આ પ્રથા લોકને અને લોકસેવકને માનની ટેવ પાડતી ન હોય તો!

પ્રજાને સદ્‌ભાગ્યે એવા પણ લોકસેવક મળી આવે છે કે જેમનું નામ બહુ જાણીતું ન હોય; જેમની છબીઓ એકેય વર્તમાનપત્રમાં આવી ન હોય; જેમને ભાષણ કરવાની જરાય ઈન્તેજારી ન હોય અને જેમને ફૂલહાર કે ગાદીતકિયો તો શું, પણ સભાની છેલ્લી હારમાં જગા પણ મેળવતાં મુશ્કેલી પડતી હોય. બહુ ઓછા, પણ આવા સેવકો ગુજરાતને મળ્યા છે ખરા,—અને તેમાં જ ગુજરાતનું સાચું ગૌરવ છે. ઠક્કર બાપા અંશતઃ હિંદમાં જાણીતા ખરા, છતાંએ મુસાફરીએ નીકળ્યા હોય તો ભાગ્યે કોઈ તેમને ઓળખે! રવીશંકર મહારાજની છબીઓ તો હિંદને સ્વરાજ્ય મળ્યા પછી ગુજરાતી પત્રોમાં આછી આછી આવવા લાગી છે. "આમોન્નતિ" નામનું મારું એક પુસ્તક તેમને મેં અર્પણ કર્યું ત્યારે મને કોઈએ પૂછેલું કે :—

'તમે પણ કોઈ સાધુ બાવાના ફંદમાં ફસાયા કે શું?' રવીશંકર મહારાજ એ કોઈ ખાખી, સાધુ, સંત—અમુક પંથ કે માર્ગના ચિહ્ન સાથેના હશે એમ તેમને લાગેલું!

જો કોઈપણ માણસને ઓછામાં ઓછા ફૂલહાર થયા હોય તો તે સ્વર્ગસ્થ મોતીભાઈ અમીનને. જ્ઞાનની પરબો સ્થાપવાની ધૂનભર્યો એ ખાખી પુષ્પને કે તાળીઓને ઓળખતો પણ ન હતો.

જુગતરામ દવેનું ઓળખાણ સૂરત, મુંબઈ, અમદાવાદના સોહામણા શેઠીયાઓ કરતાં રાનીપરજના કાળા કુબડા લોકોને વધારે!

અને પૂનામાં ગુજરાતની સૌરભ વેરતા પેલા પ્રોફેસર ત્રિવેદી? માન લેવા કરતાં માન આપવામાં વધારે પ્રવીણ એ ગુજરાતીને ગુજરાતમાં સ્વયંસેવકોએ કદી સલામી આપી નથી.—જોકે માનપાન

અને ફૂલહારથી અળગા રહેલા એ સાચા લોકસેવકોએ જે સેવાઓ કરી છે તે તાળીઓના ગડગડાટ વચ્ચે ઊભા થતા અને બેસી જતા સંખ્યાબંધ લોકસેવકો કરતાં વધારે સાચી અને વધારે સદ્ધર છે એમ હું કહું ત્યારે સભાશોભન લોકસેવકોની જરૂર માફી ચાહું!

ખુશાલદાસ પારેખને હું આ ઓછા જાણીતા, અર્ધજાણીતા, છતાં નગદ સેવકોની હારમાં મૂકતો આવ્યો છું. ખુશાલદાસ પારેખને ગુજરાતમાં ઘણા નહીં જાણતા હોય. તેમનાં ચિત્રો મેં જોયાં નથી, તેમના ભાષણની જાહેરાત મેં વાંચી નથી, એમના સ્વાગત માટે સામૈયા યોજાયા જાણ્યા નથી. અરે, એમણે પુષ્પમાળ પહેરવા માટે કોઈનો અર્ધો રૂપીઓ પણ ખર્ચાવ્યો નથી. જોકે આજ તો પુષ્પમાળ વધારે મોંઘી બની ગઈ છે, અને અમલદારોની ટીકા કરતાં કરતાં અમલદારી પદ ઉપર પહોંચી જનાર નેતાઓ અને લોકસેવકો પુષ્પહારની ઠીક ઠીક ખંડણીઓ ઉઘરાવતા બન્યા છે!

ખુશાલદાસને હું એ પંક્તિના લોકસેવકોમાં મૂકું છું કે જે પંક્તિ ઠક્કર બાપા, રવીશંકર મહારાજ, મોતીભાઈ અમીન, જુગતરામભાઈ કે પ્રોફેસર ત્રિવેદી જેવા સેવકોએ શોભાવી છે. ઉન્નતિના પાયામાં પૂરાયલી એ આપણી વિભૂતિઓ!

સને ૧૯૩૬માં ઘણું કરી હું ખુશાલદાસને પહેલ વહેલો મુંબઈમાં મળ્યો. એક મિત્રે આગ્રહ કર્યો અને શ્રી. ખુશાલદાસને ઘેર હું ગયો. અમસ્તો જ. તે સમયે મને જરાય ખબર નહિ કે હું એક અજાણ્યા લોકસેવકને ઘેર જાઉં છું. તેમના પુત્ર અને બીજા સગાઓ પણ હાજર હતા. એ મુલાકાતમાં ઓછામાં ઓછું કોઈ બોલ્યું હોય, ઓછામાં ઓછું કોઈ આગળ આવ્યું હોય તો તે શ્રી. ખુશાલદાસ પારેખ!

મને સમાજશાસ્ત્રનો શોખ છે. હિંદની કોમોના ઘડતરનો ઈતિહાસ જાણવાની મને જીજ્ઞાસા છે. વાતચીતમાં કપોળ જ્ઞાતિની ચર્ચા ચાલી. મુંબઈની આબાદીમાં અગ્રભાગ લેનાર એ કોમ ઐતિહાસિક દૃષ્ટિએ જરૂર ઓળખવા જેવી ખરી—પછી ભલે આજ આપણે કોમના ભેદને ભૂંસી નાખવા માગતા હોઈએ. મારી જિજ્ઞાસા મેં ત્યાં પ્રગટ કરી. થોડી વાતચીત થઈ, મારા જેવા સન્માનશોખીન મહેમાનનું સહુએ સન્માન પણ કર્યું અને અમે છૂટા પડ્યા.

થોડે દિવસે વડોદરામાં મને કપોળ જ્ઞાતિને લગતું વિપુલ સાહિત્ય મળ્યું અને તે મોકલનાર શ્રી. ખુશાલદાસ પારેખ જ હતા. થોડુ સાહિત્ય વાંચ્યું, વાંચ્યું તેમાંથી થોડું જ યાદ રહ્યું. ગુજરાતની સમાજરચનાનો ઈતિહાસ આલેખવાની આછી ઈચ્છા હતી, છે. તેમાં આ સાહિત્ય ઠીક ઉપયોગી થઈ પડશે એમ માની એ સાહિત્ય મેં અભરાઈ ઉપર મૂક્યું.

સાત આઠ વર્ષે હું અમરેલી ગયો. સરકારી નોકરી અંગે મારે અમરેલીમાં બે અઢી વર્ષ ગાળવાનાં હતાં. અમરેલીના કૈંક આગેવાનો, સેવકો અને નેતાઓનો મને પરિચય થવા માંડ્યો. એક દિવસ મારા મૈત્રીપરિધમાં આવતા ડૉ. હરીપ્રસાદ ભટે મને કહ્યું કે ખુશાલદાસભાઈ મને મળવા ધારે છે.

હું મને પોતાને એટલો મહત્વનો માણસ ધારતો હતો, હજી પણ ધારતો હોઈશ કે હું કોઈને પણ મળવા માટે તૈયાર જ હોઉં છું. મેં મુલાકાતની હા પાડી અને ખુશાલદાસ વિશે કેટલીક માહિતી પણ મેળવી. એ માહિતીમાંથી મને એક અગત્યની માહિતી મળી: કાઠિયાવાડની અનેક પ્રવૃત્તિઓના પ્રાણ ખુશાલદાસભાઈ હતા!

દેહને સહુ દેખે, પ્રાણને ઓળખવો બહુ મુશ્કેલ નહીં? ખુશાલદાસભાઈ મને મળવાને આવ્યા. મને પહેલાં તો લાગ્યું કે કાઠિયાવાડની સામાજિક પ્રવૃત્તિઓના આ અગ્રણી કોઈ છટાદાર મુત્સદ્દી સરખા હશે, કોઈ નેતાની માફક સાદાઈની સીમામાં રહીને સુંદર દેખાતા છબીપાત્ર પુરુષ હશે, આંજી નાખવાને આતુર કોઈ વાક્‌વીર હશે, અગર ઘણાં પૂણ્યકાર્ય કાર્યોનો ભાર માથે લઈ ફરતા ધર્મનિષ્ઠની છાપ પાડતા કાર્યકર સરખા દેખાતા હશે.

એમને દીઠા ત્યારે એમાંનું કાંઈ મળે નહીં! નહીં છટા, નહીં વાક્‌પટુતા, નહીં મુત્સદ્દીગીરી, કે નહીં નવાં જૂનાં ટીલાં ટપકાં! કદાવર દેહ, તદ્દન સાદો પોશાક અને બને ત્યાં સુધી છુપાઈ રહેવા માગતું શરમાળપણું: આટલી છાપ મારા મન ઉપર પડી.

થોડી વાતચીત થઈ. તેમને હું મુંબઈમાં વર્ષો પહેલાં મળેલો એ વાત અને એ નામ વિસ્મૃત થઈ ગયેલાં. જતે જતે તેમણે મને કહ્યું કે તેમની અને મારી આ બીજી મુલાકાત હતી. પહેલી મુલાકાત મને યાદ ન આવી એટલે તેમણે જ્ઞાતિ ઇતિહાસના મારા રસ વિષે તેમ જ તેમણે કપોળ જ્ઞાતિ સંબંધી મને મોકલેલા સાહિત્ય વિષે ઈશારો કર્યો. મને એકદમ એ પ્રસંગ અને એ પ્રસંગે તેમને ત્યાંની મહેમાનગીરી યાદ આવ્યાં, અને ત્યાર પછી તો અમે એક અગર બીજી રીતે એકબીજાના સંબંધમાં એટલા આવી ગયા કે હવે હું તેમને ભૂલી શકું એમ નથી.

ખરેખર આ સૌમ્ય સમાજસેવક પહેલી મુલાકાતે ન જ સાંભરે! એમના પોતાના વિષે તો એ કાંઈ ન જ કહે. પોતાનાં કાર્યો વિશે પણ જરાય ઈશારો ન કરે. છાપ પાડવાની તેમને તલપૂર

પણ આતુરતા નહીં. અને વાતચીતમાં પણ ચબરાકી કે દમામ લાવવાનો જરાય પ્રયત્ન નહીં.

છતાં આવી સામાન્યતામાં વીંટાઈ રહેલાં ખુશાલદાસભાઈ એક ગ્રેજ્યુએટ છે, સફળ શિક્ષક હતા, સફળ ધંધાદારી હતા અને એ બધુંએ બાજુ ઉપર નાખી વર્ષોથી જનતાની સંગીન સેવામાં પડેલા એક પ્રથમ પંક્તિના ગુર્જર સેવક છે એ બધું મેં પછીથી જાણ્યું. કોઈ ગરીબ વિદ્યાર્થી ધન વગર અભ્યાસ કરી શકતો નથી? ખુશાલદાસ એને ભણવાની સગવડ કરી આપતા જ હોય. વિલાયત જઈ નામ કહાડી આવે એવો યુવક પૈસાના સંકોચથી વિલાયત જઈ શકતો નથી? ખુશાલદાસને તેની ચિંતા. એને ખબર પણ ન પડે એવી ઢબે ખુશાલદાસ પૈસાની સગવડ કરી તેને વિલાયત મોકલે જ. જાતે તો કપોળ છે; પરંતુ એમની સહાય અંત્યજને મળે, નાગરને મળે અને પાટીદારને પણ મળે. એમની સેવાને ન્યાતના વાડા નડતા નથી.

કોઈ સંસ્થા ચલાવવી છે: ચાલકોને પ્રથમ વિચાર એ જ આવે કે ખુશાલદાસભાઈની સંમતિ એમાં લેવી. ખુશાલદાસભાઈની સંમતિ એટલે સર્વાંગી સહાય. શાળા ચલાવવી હોય, દવાખાનું કહાડવું હોય. દર્દીઓ માટે આરામગૃહ-સેનીટોરિયમ-ઉઘાડવું હોય, વ્યાયામ વર્ગો ચલાવવા હોય; જે સારું કામ હોય તેમાં અગ્રણી જોવા જ જાઈએ, તો ખુશાલદાસભાઈ; અગ્રણીમાં નામ એમનું નહીં; ફૂલહાર એમને ન મળે; કદાચ આગલી ખુરશી ઉપર પણ એમને બેસાડવાનું વિસરાઈ જવાય; એમનું ભાષણ નહીં; અરે પ્રમુખનો આભાર માનવા જેવું અલ્પકાર્ય કે મહાકાર્ય પણ તેમનું ન હોય. છતાં એ આખો સમારંભ અને સમારંભ જે ઉદ્દેશ અર્થે યોજાયો હોય તે ઉદ્દેશ બન્નેનું સાફલ્ય ખુશાલદાસને જ આભારી હોય.

કાઠિયાવાડ–સૌરાષ્ટ્રની કેટલીક સંસ્થાઓ ખુશાલદાસભાઈની ઋણી હશે? અને એ બધીએ સંસ્થાઓ—જેમાં ખુશાલદાસનો હાથ હોય તે સર્વ સફળતાપૂર્વક ચાલ્યા જ કરવાની.

કારણ?

ખુશાલદાસને પોતાની સેવાનું ઋણ સ્વીકારવાની ક્ષણભર પણ ફુરસદ નથી. જે સંસ્થા સ્થપાઈ એ સંસ્થા આર્થિક રીતે સદ્ધર રહે અને જે ઉદ્દેશથી તે સ્થાપન થઈ હોય તે ઉદ્દેશ બર આવે એ માટે ખુશાલદાસ સતત દેખરેખ રાખતા જ હોય. તેઓ વિલાયત કે અમેરિકા ગયા હોય એમ જાણ્યું નથી; પરંતુ દસવાર અમેરિકાની મુસાફરી જેમાં સમાઈ જાય એટલા ફેરા તેમણે મુંબઈ અને કાઠિયાવાડ વચ્ચે ખાધા હશે! મહિનામાં એકાદ વાર તો મુંબઈથી તેઓ સૌરાષ્ટ્રમાં આવે જ આવે. અને આવે ત્યારે એમણે પોતાની માનેલી બધી જ સંસ્થાઓ તરફ તેમની દૃષ્ટિ ફરવાની જ. એમને કામનો થાક નહીં, એમને ફરવામાં થાક નહીં. અમરેલી આવે અને આપણે પૂછીએ:

'હમણાં તો રહેશો ને?'

'નહીં સાહેબ! સાંજની ગાડીએ હું રાજુલા જાઉં છું. ત્યાંથી મહુવા થઈ ભાવનગર રોકાયા વગર છૂટકો નથી. કદાચ ધંધુકા અને નવાપુરા પણ જવું પડે.'

તેમનાં સતત ભ્રમણ અને સતત પરિક્રમાઓને અંગે હું ખુશાલદાસભાઈને પરિવ્રાજક કહું છું. મુસાફરીનો તેમને ખાસ શોખ નહીં જ હોય. અને શોખ હોય તોય આજની અને તેમાંયે કાઠિયાવાડની ગાડીઓ મુસાફરીના ભારેમાં ભારે શોખીનોનો શોખ ભુલાવી દે એમ છે. પરંતુ તેમની મુસાફરી તેમના કાર્યનો એક

આશ્વાસન, ઉત્સાહ અને સહાય આપે છે; મોટા, તવંગર અને સુખી માનવીઓને તેઓ ગરીબી તરફ નજર કરવા પ્રેરે છે. એમની અપૂર્વ સાદાઈ, એમની અપૂર્વ શાન્તિ, આશ્ચર્યજનક ખંત અને છબી પડાવવાની વૃત્તિ ઉપરનો સંયમ અદ્‌ભુત છે.

માટે એ સાચા સમાજસેવક છે. અનેક છબીઓ પડાવી રાજી થતા લોકસેવકો વિસરાઈ જશે. ખુશાલદાસ વિસરાય એમ નથી.

અને એમને વિસારે નાખીએ તોય શું? ક્યાં કોઈની પાસે યાદી રખાવવા કે સ્મૃતિ જાળવવા ખુશાલદાસ કશું યે કામ કરે છે?

આપણે એમને યાદ રાખીએ કે ન રાખીએ: ખુશાલદાસ સહુની સેવા જ કરવાના છે. એ સેવાનું સાતત્ય શતંજીવી બનો!

અમલદારી જીવનમાં સલામો લેવાની ઠીક ઠીક ટેવ મને પડી હશે-પડી છે. પરંતુ કદી કદી સાચા પુરુષને, સાચા સેવકને હું નિહાળું છું ત્યારે મારી માણસાઈ, જેટલી રહી હોય એટલી, તેને સલામ કરવા મને પ્રેરે છે.

શ્રી. ખુશાલદાસ કુરજી પારેખને પણ હું હૃદયપૂર્વક, માનભરી એક સલામ આપું!

રમણલાલ વ. દેસાઈ



## પુરાતન યુગના ઋષિ :

[૧૦]

**અમૃતલાલ દલપતભાઈ શેઠ**

મારો શ્રી. ખુશાલદાસ પારેખ સાથેનો પરિચય બહુ જૂનો નથી, તેમ જ બહુ ગાઢ પણ નથી. શ્રી. ખુશાલદાસ પારેખનું નામ મેં કેળવણીની દિશામાં કાર્ય કરી રહેલા એક સેવક તરીકે સાંભળેલું. એમનાં પરિચયમાં આવ્યા પછી એમની ઓળખાણથી મને એક સારા સહૃદયી, સેવાભાવી નમ્ર સજ્જનની ઓળખાણનો લાભ મળ્યો છે.

ગાંધીયુગના મંડાણ પહેલાંના કાર્યકરોમાંના શ્રી. ખુશાલદાસ પારેખ એક છે. એમની કાર્યદિશા અને સેવા કપોળ કોમ જેવી એક નાની સરવણીમાંથી ઉદ્ભવી છે. શ્રી. ખુશાલદાસ પારેખ વરજીવનદાસ માધવદાસ કપોળ બોર્ડિંગ સ્કૂલમાં રહીને અભ્યાસ કરતા, કપોળ તરીકે જીવતા, કપોળ કોમની એક નાનકડી સૃષ્ટિ માટે મનોરથો કરતા અને પોતાના એ મનોરથોની સ્વપ્નદર્શી મહેલાતો માટે યોજનાઓ ઘડતા. ભણતાં ભણતાં એમણે ઘણા

વિસાગ બની રહે છે. અડચણભરેલી મુસાફરીઓ કરીને પણ ખુશાલદાસ તો પોતાનો ઉદ્દેશ પાર પાડેજ. એમના સરખા મુસાફર પણ ગુજરાતમાં બહુ થોડા.

રખે કોઈ એમ માને કે આ ખૂની સેવક જ્યાં સેવાની બૂમ પડી કે ત્યાં ધસતો હશે. એક અત્યંત ડાહ્યા પુરુષ તરીકે તેમણે પોતાના સેવાકાર્યની મર્યાદા બાંધી દીધી લાગે છે. રાજદ્વાર પ્રત્યે પૂરી સહાનુભૂતિ છતાં રાજદ્વારી શ્રોતા વક્તા જ્યાં ઘૂણતા હોય ત્યાં એમની હાજરી બહુ દેખાય નહીં. અમલદારી તંત્રનો પોતાના કાર્યમાં ઉપયોગ પણ કરે અને તેના સારા કામમાં સહાય પણ આપે. અમલદાર એટલે ભૂતપિશાચ. એને ગાળ, કોરડા અને મરચાંની ધૂણીજ આપવી જોઈએ એવી કાંઈ તેમની માન્યતા દેખાઈ નહીં. Concrete–સઘન, પક્ષવાદરહિત, સર્વને લાભકારી આર્થિક, શિક્ષણવિષયક, વૈદકીય અને પ્રગતિશીલ યોજનાનેજ તેઓ પોતાની કરી લેવાના. ઊર્મિલ, ધુમ્મસ સરખી, માત્ર ધમાલ કરવા માટે ઊભી કરેલી યોજનામાં ખુશાલદાસભાઈનો સાથ જોવામાં આવ્યો નથી.

અને રખે કોઈ એમ માને કે આ સંગીન સમાજસેવક કોઇ વેવલો, ઉપયોગ હોય ત્યારે આગળ કરવા માટે, અને નહીં તો પાછળ હડસેલી દેવા માટે વપરાતો પુરુષ હશે. જરાય એમ નહીં. ખુશાલદાસે ક્યારનું યે ગંભીર, માનભર્યું સ્થાન મેળવી લીધું છે. ખુશાલદાસનું વેણ કદી કોઈ લોપેજ નહીં, અને ખુશાલદાસ પ્રશ્નની પૂરી તુલના કર્યા વગર વેણ આપે પણ નહીં. ખુશાલદાસ પાસેથી પૂરો અને સાચો ન્યાયજ મળશે એમ આખા કાઠિયાવાડની ખાતરી. સત્કાર્યો માટે એમણે ઊભી કરેલી સંસ્થાઓમાં લાખોની મદદ થઈ ચૂકી છે. માગે એ મળે એ ખુશાલદાસનું વેણ, એની

માગણી નકારી શકાય નહીં. કારણુ એની માગણીમાં કશુંજ ગેરવ્યાજબી ન હોય. ફાળામાં કોણુ દસ રૂપિયા ભરે, કોણુ સો રૂપિયા ભરે, કોણુ હજાર ભરે અને કોણ પચાસ હજાર ભરે એ ખુશાલદાસે બહુ જ વ્યાજબી રીતે નક્કી કરી નાખ્યું હોય છે. એની માગણી હસીને સ્વીકાર્યે જ છૂટકો! ખુશાલદાસ બહુ સુંદર હસી પણ શકે છે! જેમણે ખુશાલદાસનું સ્મિત કે હાસ્ય ન નોંધ્યું હોય તેમને હું તેની ફરી નોંધ કરવા વિનંતી કરું છું. ધ્યાન ખેંચે એવું છૂપું છૂપું કાંઈ તેમના હાસ્યમાં રહેલું છે. જેનું હાસ્ય સુંદર એનું હૃદય પણ સુંદર જ હોય.

ખરે જ ખુશાલદાસનું હૃદય સુંદર છે. એ જેમ ફાળામાં રકમ માગી શકે છે તેમ એ ફાળામાં દીલ દીલાવરીથી રકમ પણ ભરી શકે છે. એમની સખાવતો વિશે તો વધારે માહિતી કયાંથી મળે? છતાં અમરેલી હાઈસ્કૂલને માટે આપેલી રકમ ખુશાલદાસની ઉદારતાનો નમૂનો છે.

એમને સત્કાર્યમાં મુશ્કેલીઓ નહીં પડી હોય એમ હું માનતો નથી. સેવા એ સહેલું કાર્ય નથી. ખુશાલદાસની સફળ સેવાઓ પાછળ કેટકેટલા કડવા ઘૂંટડા હોવા જ જોઈએ. સુંદર હસી શકતા ખુશાલદાસે કદીએ કડવા ઘૂંટડાને આગળ કર્યો નથી અને મુખ કે વાણીમાં કડવાશ આવવા દીધી નથી. આ સંયમ અજોડ છે. મોટાભાગના લોકસેવકો તો પોતાની કુશળતા, બીજાઓની નીચતા, તેમને માથે આવી પડેલી આફતો અને મુશ્કેલીઓનાં ખ્યાનમાંથી ઊંચા આવતા જ નથી. ખુશાલદાસને એ સંબંધમાં એક પણ હર્ફ ઉચ્ચારવાનો હોતો નથી.

ખુશાલદાસ સહુના મિત્ર છે. નાના, મોટા, ગરીબ, તવંગર, સુખી, દુઃખી—સહુનું એ વિરામસ્થાન છે. દુઃખીને એ

કપોળ વિદ્યાર્થીઓને ભણાવવા માંડ્યા: માત્ર અભ્યાસનું શિક્ષણ આપીને નહિ પરન્તુ તેમને તન, મન, ધનની દરેક સહાય કરાવીને.

એમણે માંડેલા શ્રીગણેશ પોતાનો અભ્યાસ પૂરો થતાં અટકી ગયા નહિ, પરન્તુ અભ્યાસ પૂરો થતાં અનેક રીતે વિકસવા લાગ્યા. તેમને પોતાના અનુભવ ઉપરથી સમજાયું કે કેળવણી એ કેટલી અગત્યની વસ્તુ છે અને કેળવણી મેળવવી એ સામાન્ય માણસને માટે કેટલી અઘરી વસ્તુ છે. આજીવન તેમણે આ વ્રત જાણે કે સ્વીકારી લીધું. એલએલ. બી. થઈને પોતાને માટે પૈસા કમાવાની તેમણે એક દિવસ પણ ઈચ્છા કરી નથી. એમણે વિદ્યાર્થીઓને માટે ટહેલ નાખવી શરૂ કરી. આ ટહેલ હજુ પણ અવિરત ચાલુ છે. આજે શ્રી. ખુશાલદાસ પારેખનાં પરિશ્રમે ઘણાં છાત્રાલયો, ઘણાં અધ્યાપન મંદિરો, શિષ્યવૃત્તિનાં ભંડોળો અસ્તિત્વમાં છે. એમના પ્રયત્ને બે પાંચ દસ નહિ પરન્તુ હજારોની સંખ્યામાં વિદ્યા પ્રાપ્ત કરી જીવનનાં અનેક વહેણોમાં ઘણા માણસો સરસ જીવન ગુજારી રહ્યા છે. કપોળ કોમની છેલ્લાં વીસ વર્ષની પ્રગતિ, કેળવણી, જ્ઞાન અને સંસ્કારને લીધે ઉદ્ભવતી સરસતા, ઔચિત્ય અને લક્ષ્મીની કૃપા માટે શ્રી. ખુશાલદાસની મહેનત હંમેશાં યાદ રહેશે અને કપોળ કોમ શ્રી. ખુશાલદાસની સદા ઓશિંગણ રહેશે.

ગાંધીયુગનાં મંડાણ પછી આપણાં ઘણાં કાર્યકરોના જીવનના રાહ બદલાઈ ગયા. ઘણાં પોતાનાં કાર્યક્ષેત્રો છોડી દેશની રાજ્યદ્વારી ઉન્નતિ માટે આરંભાયેલા યજ્ઞમાં સૈનિકો બની ગયાં. શ્રી. ખુશાલદાસે મહાત્મા ગાંધીજીના લગભગ દરેક સિદ્ધાંતો પચાવ્યા છતાં પોતાની પ્રવૃત્તિ પોતાની દિશામાં જ ચાલુ રાખી. એમને સાચા કેળવણીકાર કહી શકાય. એમણે ધીરે ધીરે માર્ગ બદલ્યો. આજે શ્રી. ખુશાલદાસ

પારેખ માત્ર કપોળ કોમ માટે જ કાર્ય કરતા નથી. એમની પ્રવૃત્તિ સાર્વજનિક થઈ ગઈ છે, સર્વદેશીય બની ગઈ છે. સૌરાષ્ટ્રને શ્રી. ખુશાલદાસની શક્તિઓનો સારો લાભ મળવા લાગ્યો છે. એમણે છેલ્લાં પાંચ દસ વર્ષોમાં સૌરાષ્ટ્રની કેળવણી માટે અને બીજાં સામાજિક કાર્યો માટે લાખો રૂપીઆ એકઠા કર્યા છે.

એમના જીવનની વિસ્તૃત સમિક્ષા અન્યત્ર પ્રગટ થઈ છે. મને તો શ્રી. ખુશાલદાસ પુરાતન યુગના ઋષિ જેવા લાગે છે. એમણે બહુ વિદ્યા ભણાવી નથી છતાં એમને મળેલું માસ્તરનું "બીરુદ" મેં કહ્યું તેમ એમને ઋષિ પૂરવાર કરવા માટે પૂરતું છે. જન્મે વૈશ્ય હોવા છતાં કર્મે દ્વિજપદ પામેલી શ્રી. ખુશાલદાસની સેવાઓ આવતી કાલની પ્રજાને ખૂબ જ માર્ગદર્શન આપશે એમાં જરાપણ શંકા નથી.

શ્રી. ખુશાલદાસ પારેખનો હીરક મહોત્સવ યોજાયો છે. એમણે જીવનનાં ચોસઠ વર્ષ પૂરાં કર્યાં. હું આ હીરક મહોત્સવને સંપૂર્ણ સફળતા ઇચ્છું છું અને શ્રી. ખુશાલદાસ પારેખ હજુ બીજાં સાઠ વર્ષ પૂરાં કરે અને તેમણે કરેલી અને ઉપાડેલી પ્રવૃત્તિને ખૂબ જ વેગ મળે અને સફળતા સાંપડે એવી અભ્યર્થના.

અમૃતલાલ દ. શેઠ



## મહાત્મત્વધારી જીવાત્મા :

[૧૧]

હિંમતલાલ ગ અંજારિયા

મનુષ્યમાત્રમા ઇશ્વરી અશ છે તે રીતે મહાત્મા થવાની યોગ્યતા જ નહિ પણ સભવનીયતા દરેક જીવાત્મામા છે જ કોઈ કોઈ સામર્થ્યસપન્ન જીવાત્મા પોતાના મહાત્મત્વને ખૂબ વિકસાવી શકે છે મનુષ્યના જીવનની સૂક્ષ્મ નિરીક્ષા કરતા આપણે સ્વીકારવુંજ જોઈએ કે ભિન્ન ભિન્ન જીવાત્મા અનુકૂળતા, પ્રભુપ્રસાદ અને અન્ય સાસારિક પરિસ્થિતિને લીધે જુદા જુદા મહાત્મત્વ પ્રગટ કરી શકે છે બધા જ જીવાત્મા જગતમા સર્વશ્રેષ્ઠ સ્થિતિએ પહોચી શકતા નથી છતા દરેક ઇશ્વરી અશ છે દરેકમા મહાત્મત્વ વિલસી રહ્યુ હોય છે દૃષ્ટિ હોય તો રસ્તે ચાલનારા સામાન્ય માણસોમાથી પણ મહાત્માઓમા માલૂમ પડતા ઘણા ઘણા ગુણો આપણે જોઈ શકીએ છીએ

શ્રી ખુશાલદાસ એક અતિ સાધારણ, હિન્દના તેત્રીશ કરોડમાના એક, જગતને અજ્ઞાત, અને સમગ્ર દેશના ભોગ કામો જેનાથી અત્યત દૂર જ રહે એવા, પારસીઓ જેને 'અદના'

કહે છે, તેવા એક અદના આદમી હોવા છતાં, તે જીવાત્મામાં મહાત્મત્વના કેટલા કેટલા અંશો ચૂપચાપ વસી રહ્યા છે તે, તેમના સંબંધમાં આવનારામાંથી ઘણાના જાણવામાં આવેલું હોવું જ જોઈએ. આ લેખકને તેમનો પરિચય વીસ પચ્ચીસ વર્ષોથી હોવા છતાં તેમની સાથે નિકટતા કેળવવાના તો પ્રસંગો મળેલા નહિ, એટલે તેમના જીવનને અને તેમના હૃદયના ગુણોને યથાયોગ્ય આલેખવા જેટલી અનુકૂળતા નથી. માત્ર બે ત્રણ દિવસ સાથે રહેવાનો પ્રસંગ જિંદગીમાં એક વાર જ મળેલો. અને તેટલી અનુકૂળતા મળ્યા છતાં લેખકની શકિત એવી નથી કે તે પ્રસંગને યથાયોગ્ય રીતે તાદૃશતાથી ચીતરી શકે. છતાં એટલું તો અવશ્ય કહી શકાય કે તે જીવાત્મામાં 'સ્વ'ને સ્થાન હોય તેના કરતાં 'પર'ને અનેકગણું મોટું સ્થાન છે. તેમણે જીવનના પ્રારંભથી જ 'સ્વ' નો–પોતાનો વિચાર કર્યો હોય, તો તે એટલા જ કારણસર કે પોતે 'પર'ની સેવામાં વધારેમાં વધારે ઉપયોગી કેમ થઈ શકે? વિદ્યાર્થીજીવનમાં, બી. એ. થયા પછી શિક્ષક તરીકેના જીવનમાં અને પછી તો વિદ્યાર્થીઓને અનુકૂળતા કરી આપવાના પ્રયત્નમાં વિદ્યાર્થીઓને ઉત્સાહ આપી, ઉચ્ચ જીવનની મહાત્ત્વાકાંક્ષા બનાવવામાં, જીવનના ધ્યેયો દર્શાવવામાં અને જીવનના આદર્શો તરફ દોરવામાં, જીવનની એકે એક ક્ષણનો તેમણે જે સદુપયોગ કર્યો છે તેની યથાયોગ્ય પિછાન તો નિકટ સંબંધમાં આવેલ વ્યકિત જ આપી શકે. આ લેખકના જેવી દૂરસ્થ વ્યક્તિ તો તેમના જીવનની એકાગ્રતા, સફળતા અને સુંદરતા તરફ માત્ર અંગુલિ જ બતાવી શકે.

કામની ધગશ, પરિણામનો લોભ, સત્પ્રવૃત્તિ માટે અતીવ આગ્રહ અને વિઘ્નોથી નીડર રહી વિઘ્નોને ખસેડી નાખવાની

જુસ્સાભરી તત્પરતા હોવા છતાં શ્રી. ખુશાલદાસની શાંતિ, તેમની હસમુખી મુદ્રા, તેમનું ગંભીર ગૌરવ અને તેમની જયૈક દૃષ્ટિ એટલાં પ્રમાણસર છે કે તેમના મુખમાંથી કોઈપણ વ્યક્તિ .માટે કદી પણ અસંતોષનો, નિરાશાનો કે ઉદાસીનતાનો એક હરફ પણ આ લેખકે કદીએ સાંભળેલો હોય એવું યાદ નથી. ૧૯૨૬માં જાફરાબાદમાં એક નિશાળ શરૂ કરવાના પ્રયાસ વખતે, ત્યાંની વસતિમાંથી એકાદ ભાગનો ઉત્સાહ મંદ જણાતો હતો. કોઈ કોઇ વ્યક્તિ તો નવી નિશાળ ઉઘાડવાથી જૂની નિશાળને ધક્કો લાગશે એવી ધાસ્તી ધરાવતી હતી; શ્રી. ખુશાલદાસ અને તેમના સહકારીઓનો નિશ્ચય જૂની નિશાળનો હરેક રીતે ઉદ્ધાર સાધીનેજ નવી પ્રવૃત્તિ શરૂ કરવાનો હતો, છતાં સમજફેર, મતફેર, ધ્યેયફેર અને સ્વભાવફેરને લીધે આવી પ્રવૃત્તિઓમાં કાંઈ કાંઈ અણગમતી તીવ્રતાનો સંચાર થાય એ સ્વાભાવિક હોવાથી, તેવી સ્થિતિની શંકા થતાં, તે બધી બાબતોનો ઘણીજ કુશળતાથી સામનો કરી, કોઈને પણ નારાજ કે નિરાશ થવાનું કારણ નજ મળે તેવી સાવચેતી રાખીને, શ્રી. ખુશાલદાસ તથા સ્વ. પુરશોત્તમદાસ ગોરડીઆ અને તેમની સાથેના બધા કાર્યકરોએ જે સુંદર અને સફળ નિકાલ કર્યો હતો તે માટે બધાજ કાર્યકર્તા અવશ્ય માનને પાત્ર હતા. છતાં તે બધાના મૂળમાં તો શ્રી. ખુશાલદાસની નિસ્પૃહ કાર્યપરાયણતા, સ્વજનહિતની ઊંડી ચિંતા, સમભાવી અને સંતોષપ્રદ સ્વભાવ અને આત્મવિલોપનવાળી ઊંચી મનોદશાજ હતાં, એમ આ લેખક પણ તે વખતે માની રહ્યો હતો. જાફરાબાદમાં આ પ્રવૃત્તિને પરિણામે એક સુંદર હાઈસ્કૂલ સ્થપાઈ અને વર્ષો થયાં ઉચ્ચ પ્રકારનો યશ, તે સ્કૂલ, તેની વ્યવસ્થાપક સમિતિ અને એકંદરે જાફરાબાદની પ્રજા મેળવી શક્યાં છે એ હવે તો સર્વ તરફથી એકમતે સ્વીકારાતી વસ્તુસ્થિતિ છે.

શ્રી. ગોવર્ધનરામ ત્રિપાઠીએ જીવનની શરૂઆતથી જ, પોતાને માટે કેટલાંક આચાર સૂત્રો—Rules of Conduct" —તૈયાર કરી રાખ્યા હતાં. તેમાંનું એક એવું હતું કે :–

"Self, family, country........but reverse of this in importance."

એટલે કે ગોવર્ધનરામે પોતે, પહેલાં "સ્વ"નો વિચાર કરવો, પછી કુટુંબનો, અને પછી દેશનો—પણ ઉપયોગિતા માટે તે ક્રમ ઊંધો સમજવો; એટલે પહેલામાં પહેલું સ્થાન દેશનું, પછી કુટુંબ અને પછી પોતાની જાતનું ગણવું.

દરેક પ્રવૃત્તિ વખતે, જીવનની દરેક ક્ષણમાં, આ ક્રમ પ્રમાણે વર્તન કરનારા કેટલા નીકળશે ?

ગોવર્ધનરામે પોતે તો તે પ્રમાણે કર્યું હતું એ તેમના જીવનના પરિચિત ગૃહસ્થો સાક્ષી પૂરશે જ.

શ્રી. ખુશાલદાસે આ સૂત્ર, કદાચ વગર જાણ્યે, પાળ્યું હતું એવું વિચારતાં, તેમના મિત્રોને અને પ્રશંસકોને અવશ્ય આનંદ અને સંતોષ થવો જોઈએ.

આ સૂત્રમાં જ્ઞાતિને સ્થાન નથી. અને ગાંધીજીના હિન્દમાં જ્ઞાતિ તો માત્ર નામની જ બની જવી જોઈએ-નાબૂદ ન થાય ત્યાં સુધી નામાવશેષ જ રહેવી જોઈએ, એ અધા હિન્દીઓએ સમજી લેવું જોઈએ. ગોવર્ધનરામે તો તે ભવિષ્ય સમજી લીધું હતું.

શ્રી. ખુશાલદાસે કપોળ-જ્ઞાતિ માટે જ ઘણીખરી પ્રવૃત્તિ કરી છે એવું જો કોઈ માનતું હોય, અને તે માન્યતા આપણે ગમે તેટલી ખરી ગણીએ, તોપણ આ લેખક તો એવો મત ધરાવે છે

કે શ્રી ખુશાલદાસ જ્ઞાતિમા કદાચ ન પણ માનતા હોય તેમણે કપોળ ભાઈઓની ખાતર જે પ્રવૃત્તિ કરી તે જ્ઞાતિ તરીકે નહિ, પણ કપોળભાઈઓ તેમના પહેલા કુટુબી, એટલે કુટુબ માટે જ તેમની પ્રવૃત્તિ કહેવાય તેમનુ કુટુબ જ એટલુ મોટુ, કુટુબ ભાવના એટલી વિસ્તૃત કે દશબાર પેઢી સુધી પણ તે લાગણી પહોચી શકી આર્યકુળોમા સાત પેઢી સુધી તો સૂતક પણ આવે છે, અને મૂળ પુરુષ આઠ દશ પેઢીએ કે વધારે લાગી પેઢીએ થયો હોય તોય, સ્નાન અવટકધારી બધાને જ આવે છે આ વસ્તુસ્થિતિ સિદ્ધ કરે છે કે જ્ઞાતિ તો માત્ર મોટુ, વિશાળુ કુટુબ જ છે અને દ્વેષભાવ કે ઊચનીચ ભાવ, જે પાછળથી પેસારવામા આવ્યા છે તે ન ગણવામા આવે તો દરેક જ્ઞાતિ એ એક મોટુ કુટુબ જ છે શ્રી ખુશાલદાસે આ પ્રમાણે શ્રી ગોવર્ધનરામના સુત્રનુ પાલન કરી, 'સ્વ'ના કરતા ઉપયોગિતામા કુટુબને આગળ ગણ્યુ છે એ સ્વીકારવુ જ જોઈએ અને દરેક કુટુબ 'દેશ'ની પ્રગતિમા કારણરૂપ બને છે જ–દરેકે દરેક કુટુબ પોતાનુ સાચુ હિત સમજી, સત્પ્રવૃત્તિમા, શુભવૃત્તિથી મડ્યુ રહે તો અવશ્ય આખા દેશનુ હિત થાય જ

હમણા હમણા તો દેશ કે જ્ઞાતિનો, કે કુટુબનો—આપણી આર્યમાન્યતા પ્રમાણે વિસ્તૃત કુટુમ્બનો—કોઈ ખ્યાલ સરખો કરતુ નથી દરેક વ્યક્તિ 'સ્વ'નો અને પુત્રપુત્રીઓના સ્વમય સાકડા કુટુબનો જ વિચાર કર્યા કરે છે અને તેને પરિણામે અનર્થોની પરપરામા સડોવાયા, ડૂબ્યા કરે છે પરદેશી સરકાર હતી ત્યારે તો આપણને ધારણી હતી કે દેશની દરકાર આપણા હાથની વાત નથી એટલે દેશને વિસરી આપણે જ્ઞાતિના વાડાઓમા પુરાઈ રહ્યા

હતા. હવે સમય ફર્યો છે, સ્વરાજ્ય મેળવી ધનભાગ્ય થયા છીએ. હવે તો આપણે આપણા સર્વ સમારંભોમાં આપણા જીવનની એકે એક ક્ષણમાં પહેલાં તો આપણે દેશનો જ વિચાર કરવો જોઈએ અને ગોવર્ધનરામ જેવા મહાત્માએ સમજાવેલા અને સ્વીકારેલા સૂત્ર પ્રમાણે આપણે દેશને પહેલું જ સ્થાન આપવું જોઈએ. શ્રી. ખુશાલદાસે પણ કુટુંબદ્વારા દેશની સેવા નથી બજાવી એમ કોઈ કહી શકશે? તેમના જેવો નાનામાં નાનો જીવાત્મા પણ—મહાત્મત્વના તેજથી ભરેલો—નાનામાં નાનો તારો પણ ચિરકાળ ઝળહળ્યા કરી ભવિષ્યની પ્રજાને ચેતવતો રહે એ પ્રાર્થનામાં તેમના સર્વ પ્રશંસકો ભળશે જ એવી ખાતરી છે.

હિંમતલાલ ગ. અંજારિયા



## સૌજન્યશાળી વ્યક્તિ :



[૧૨]

શ્રી. રામનારાયણ વિ. પાઠક

શ્રી ખુશાલદાસભાઈને હું અહિં મુંબઈમાં કૉલેજમાં અભ્યાસ કરતો હતો ત્યારથી ઓળખું છું. એમનો પ્રથમ પરિચય મારા સમવયસ્ક મિત્ર સદ્‌ગત ડૉ. વિઠ્ઠલરાય ભટ્ટના મોટાભાઈ સદ્‌ગત વિશ્વનાથ ભટ્ટની મારફત થયેલો. આ ભટ્ટ કુટુંબ મૂળ અમરેલીનું નિવાસી. એ રીતે તેમને શ્રી. ખુશાલદાસભાઈ સાથે નાનપણથી પરિચય. એમને પ્રથમ મળ્યો, ત્યારથી જ એક સૌજન્યશાળી વ્યક્તિ તરીકેની મારા મન પર તેમની છાપ પડી છે. તે સાથે એ સારી પેઠે આનંદી સ્વભાવના હતા. એવી પણ મારા મન પર તે વખતની છાપ છે, જે સ્વભાવાંશ કદાચ તેમના અત્યંત વ્યવસાયી જીવનમાં ઢંકાઈ ગયો હશે, અને કદાચ જૂના મિત્રોના અભાવે એને પ્રકટ થવાની તક પણ હવે ઓછી થઈ હશે. પણ હજુ પણ આટલા વ્યવસાયમાં તેમને ટકાવી રાખનાર, થાક ઉતારનાર એ જ સ્વભાવાંશ છે એમ હું માનું છું. એટલું જ નહિ, હું એમનો સમવયસ્ક નહિ છતાં, મારી સાથેના જૂના સંબંધના સહચારી સંસ્કારોથી, એ

એમનો આનંદી સ્વભાવ મારી સાથેના પ્રસંગોમાં પણ સ્વાભાવિક રીતે વ્યક્ત થઈ આવે છે, એમ હું જોઉં છું.

કેળવણીના વિસ્તાર પ્રચાર માટે તેમને ઘણી લાગણી છે, અને તે તો તેઓ હજુ પણ માસ્તરને નામે ઓળખાય છે તે ઉપરથી જણાઈ આવે છે. તેમણે લાખો રૂપિયાનાં નાતનાં ફંડોની વ્યવસ્થા કરી છે, અને લાખોનાં ફંડો ઉઘરાવી આપેલાં છે; પણ એમની પ્રવૃત્તિ નાતનાં ટ્રસ્ટો તરફ વળી એ તો માત્ર એક એમના જીવનનો અકસ્માત છે. સાર્વજનિક કામોનાં પણ ઘણાં કાર્યો એમના જમા પાસામાં બતાવી શકાય તેમ છે. એમનું હૃદય દેશોન્નતિ તરફ છે. તેઓ મહાત્માજીના એક ભક્ત છે, અને જ્યાંજ્યાં એ સેવા આપી શકે ત્યાં ત્યાં અવશ્ય ઊભા રહે એવા છે.

આખા દેશ પાસે હવે નાતનાં ફંડોને સાર્વજનિક કે સર્વ હિન્દુ-હિતકારી કરવાનો પ્રશ્ન આવીને ઊભો છે ત્યારે એમની દેશભાવના, એમની ઉદારતા, એમની વ્યવહારકુશળતા એમને કોઈ ઉદાર વ્યવહારુ તોડ જરૂર બતાવશે. અને ત્યારે એમની ઉદારહૃદયી નાત એમની સાથે ઊભી રહી હિંદના સામાજિક સુધારાનું આ પગલું ભરવામાં કોઈની પાછળ નહિ હોય, બલ્કે પહેલ કરશે, એવી મને શ્રદ્ધા છે.

રામનારાયણ વિ. પાઠક



## મીઠી માના મીઠા દીકરા :



[૧૩]

ભક્તકવિ શ્રી. દુલાભાઈ કાગ

શ્રી. ખુશાલદાસભાઈ માટે મારે શું લખવું? શ્રી. કનુભાઈ લહેરીને એમના પ્રસંગો સાંભળવા મજાદર તેડાવ્યા. મારી તબિયત નરમ હતી. તેણે એક પછી એક પ્રસંગ કહ્યા. એમાં ક્યાંએ મારી કલમનું જોર ન ચાલ્યું. શ્રી. ખુશાલદાસભાઈની અદ્ભુત સેવાઓ, જેવી કે નિશાળો, બોર્ડિંગો, ધર્મશાળાઓ, વાવો, દવાખાનાંઓ, ગૌશાળાઓ વગેરેએ મારી કલમને પાનો ન ચડાવ્યો. એમનાં પ્રસંગની બધી વાતો સાંભળતાં સાંભળતાં એક મંત્ર મારે હાથ પડી ગયો. મંત્ર નાનો હોય છે, એની કરામત મોટી હોય છે. એ મંત્ર મીઠી-મા.

શ્રી. ખુશાલદાસભાઈનાં માતાજીનું નામ છે મીઠીબાઈ. એ નામ સાંભળી હૃદય સરોવરમાંથી કવિતાજળ સરણું પાડી બહાર આવ્યું. કેટલું નાનું નામ. પિતા કુરજી, માતા **મીઠી.** જેમ પૂ. ગાંધીજીના પિતા કબાગાંધી માતા **પુતળી.** નામ પાડવામાં પણ કેટલી સાદાઈ છતાં ગંભીરતા! અસલી કોઈ વસ્તુપર ટાપટીપ

ચડાવવામાં ન આવે. અત્યારે તો નામ હોય **રસિકેન્દ્રચંદ્ર** અને બાઈનું નામ હોય **કમલવદનસુખસદનકુમારી બા.** રસિકભાઈમાં એક પણ રસનો છાંટો ન હોય અને બાઈ વેસીલેનની બાટલી ચોપડીને ખલાસ કરે છતાં મોઢું રાબ ચોપડેલ જેવું ન મટે. કહેવાની મતલબ એજ કે એ બે અક્ષરનું નામ આખી દુનિયામાં મીઠામાં મીઠું અને એજ મીઠીમાના દીકરા શ્રી. ખુશાલદાસભાઈમાં કેટલી મીઠાશનો વારસો ઊતર્યો હોય, એ ઊતરે એમાં નવાઈ ન કહેવાય. એટલે આ કાવ્ય માના નામ પરજ લખાયું છે. સિવાય દસ દોહામાં શ્રી. ખુશાલદાસભાઈમાં કેટલા ગુણ છે અને કેટલા અવગુણ નથી એ લખાયું છે. મારે શ્રી. ખુશાલદાસભાઈને બહુ થોડો પરિચય છે, છતાં **"આદમીકા તોલ એક બોલમાં પીછાનીએ"** એ રીતે થોડાજ પ્રસંગે એકબીજા વિશેષ નજદીક પહોંચી ગયા છીએ. ઈશ્વર-પર્વત-સમુદ્ર-નદી-જંગલ વગેરે સાથે આપણે થોડો પરિચય હોય છતાં એના ગુણોની આપણને જાણ થઈ જાય છે; તેમ શ્રી. ખુશાલદાસભાઈનો છેલ્લો પરિચય સં. ૨૦૦૧માં અમો ચારણ બોર્ડિંગના ફાળા માટે માગવા મુંબઈ ગયેલા ત્યારે થયો. એમના વિષે એમ સાંભળેલું કે કોઈ માગવાવાળો નિરાશ થયો હોય ત્યારે એને આંગણે જાય. કારણ કે કપોળ–જ્ઞાતિરૂપી તિજોરીની ચાવીનું સુંદર બિરદ એને પ્રાપ્ત થયું છે. એ **ભાંગ્યાના ભેરૂ : ગોપીચંદને ગેરૂ.**

મુંબઈમાં એક વખત એક મેળાવડામાં તેઓ અમને મળી ગયા. અમે બોર્ડિંગ ફાળાની વાત કરી કે અમારે ચારણનાં છોરૂં વાસ્તે એક લાખ રૂપિયા જોઈએ છીએ. ત્યારે એણે હર્ષ અને વિસ્મય સિવાય હાથે મ્હોંએ કહેલું કે તમો તમારી રીતે માગો છો તે

બરાબર છે. એમાં ઊણપ રહે તો સો સો આપનારા સો બસો ગોતી આપીશ. તમો નિરાશ ન થશો. મને તો થોડી થોડી રકમ માગતાં આવડે છે. એ પછી તો ભાવનગર વગેરે સ્થળોએ ખૂબખૂબ મળવાનું થયું. એકબીજા વિશેષ સંપર્કમાં આવ્યા. એમને વધારે જાણવાનો મને પણ વખત મળ્યો. જ્યાં સુધી શ્રી. ખુશાલદાસભાઈને મેં જાણ્યા છે, ત્યાં સુધી એનામાં બે ગુણો એવા જોયા છે કે એને હું કદી વિસરી શકીશ નહિ. એક તો આજે ના પાડનારને ત્યાં કાલે માગવા જવું અને બીજું સારું અને નરસું બેઉ વિસરી જઈ એકેય કર્મના ધણી ન થવું.

એ ગુણો મહાપુરુષમાં જ હોય છે. આ પ્રસંગે મારા અને શ્રી. ખુશાલદાસભાઈના સબંધને જાણી-જોઈ કેટલાએક કપોળ-ભાઈઓ તરફથી મને પણ કહેવામાં આવ્યું કે આવા કપોળ જ્ઞાતિમાં અજોડ અને પ્રથમ સુપ્રસંગમાં મારાં બે વેણ હોય તો ઠીક. ઈશ્વરના—મહાપુરુષોના યશોગાનમાં વાણી વહે તો એ ધન્ય વાણી છે. એટલે આ પ્રસંગે એ મહામાગણ વીરવૈશ્યરાજ શ્રી. ખુશાલદાસભાઈને મારા બે બોલ અર્પણ કરું છું.

પ્રસંગોને આલેખવાની કવિઓ પર ફરજ છે. તો આ તો એક અપૂર્વ પ્રસંગ. વળી સ્નેહી જનનું સન્માન જોઈ કોનો હૃદયરૂપી મોરલો ન ટહુકી ઊઠે! પરમ કૃપાળુ પરમાત્મા પાસે અંતે યાચના કરું કે કપોળ કોમમાં આવા અનેક ખુશાલદાસો જન્મે અને અમારે એના પ્રસંગોમાં અનેક કાવ્યો લખવાં પડે.

## મીઠી માની વેલડી

(ગુરવાને ગાળે ફૂખડીઓ જળુંબીઓ—એ રાહ હીંચ)

મીઠામાં મીઠી રે મીઠી માની વેલડી.
મીઠી વેલડીએ આવ્યાં મીઠાં ફળ જો. ટેક

મીઠામાં મીઠા રે માનવખોળીઆં
તેથી મીઠાં કાંઈ ભકતી કેરા ભાવજો.
એથી એ મીઠાં રે પરને માગવાં
પરમારથનારણમાં ખેલે દાવજો. ૧ મીઠા.

મીઠામાં મીઠી રે સોરઠ ભોમકા
એથી મીઠો એક અમરેલીનો શેઠ જો
એથીએ મીઠો રે કુરજીનો ઓરડો
તેથી મીઠું મીઠી માનું પેટજો. ૨ મીઠા.

મીઠામાં મીઠાં રે પૂજન જ્ઞાતિનાં
એથી મીઠી કાંઈ જાતિ કેરી સેવ જો.
તેથી એ મીઠી રે સેવા મૌનની
એ છે કાયમ મર્ત્યલોકના દેવ જો. ૩ મીઠા.

મીઠામાં મીઠું રે લેવું આપવા
એથી મીઠું ગળી જવું અપમાન જો
એથી એ મીઠું રે હસવું દુઃખમાં
એથી મીઠું દીન દરિદ્રોનું ધ્યાન જો. ૪ મીઠા.

મીઠામાં મીઠો રે પિતા કુરજી
એથી મીઠાં એનાં હૃદય ને સુખ જો.
કાગ કે ફળિયાં ફળ જ્યાં ખુશાલનાં
કાયમ મીઠી, મીઠી માની કુખ જો. ૫ મીઠા.

## 'ખુશ ખુશ સદા ખુશાલ'

[ નીચેના પાંચ દોહામાં એકવિશ અવગુણ એમનામાં નથી એ ભાવ છે. ]

વેર નહિ વિસ્મય નહિ; નહિ ક્રોધ નહિ કાલ
ઉર અંગે નિર્પક્ષતા ખુશ ખુશ સદા ખુશાલ. ૧
કલેશ નહિ, નહિ ક્રૂરતા પરમારથની ઢાલ
દ્વેષ નહિ, દુશ્મન નહિ, ખુશ ખુશ સદા ખુશાલ. ૨
દંભ નહિ, દીનતા નહિ, નહિ આંખ કદિ લાલ
દગો નહિ, નહિ દુષ્ટતા ખુશ ખુશ સદા ખુશાલ. ૩
આળસ નહિ નહિ અધીરતા નહિ ખટપટનો ખ્યાલ
અહંકાર અંગે નહિ, ખુશ ખુશ સદા ખુશાલ. ૪
નહિ નિરાશા હૃદયમાં નહિ બે દીલનો તાલ
નહિ નાસ્તિકતા નસ મહીં: ખુશ ખુશ સદા ખુશાલ. ૫

[ નીચેના દુહામાં દસ ગુણવર્ણન છે. ]

સંપ અને સહૃદયતા સૌમ્ય કુરજી–લાલ
સતસંગી સદ્બોધીએ ખુશ ખુશ સદા ખુશાલ. ૬
ભક્તિવંત ભડવીર વળી મનમોટે મહ ભાલ
લોભી આગળથી લીએ ખુશ ખુશ સદા ખુશાલ. ૭
માગણ બનીઓ વાણિયો પરહિત કારણ હાલ
માથા માગણહાર એ ખુશ ખુશ સદા ખુશાલ. ૮
દિવા અજવાળાં કરે નિજઘર કરે નિહાલ
કપોળ જ્ઞાતિ અજવાળવા તું મોટી બન્યો મશાલ. ૯
વીર વૈશ્યની જ્ઞાતિમાં સુખી રહો સહુબાળ
કાગ કહે આ દેશમાં જન્મો ઘણા ખુશાલ ૧૦

મજાદર, તા. ૨૨–૧૧–૪૮ —દુલા કાગ



## આજીવન સેવાધારી :

 [૧૪]

**શેઠશ્રી ગોરધનદાસ ભગવાનદાસ નરોત્તમદાસ**

શ્રી. ખુશાલદાસભાઈ વર્ષોથી સેવાધર્મ સ્વીકારી આપણા સમાજની અનેકવિધ સેવા કરતા રહ્યા છે. કેળવણીના વિકાસાર્થે અહોરાત્ર જહેમત ઉઠાવી "ભિક્ષાંદેહિ" કરી આપણા સમાજના નવજીવનમાં તેમણે પ્રાણ પૂર્યાં છે. સામાજિક જીવનમાં અનેકના મિત્ર અને સેવક બની તેમણે અનેકવિધ ઉપયોગી મદદ કરી સેવાનો સાચો આદર્શ મૂર્તિમંત કર્યો છે. તેમનાં આજીવન સેવાકાર્ય માટે આપણે તેમનો જેટલો આભાર માનીએ તેટલો ઓછો છે. પ્રભુ તેમને આવા વિશેષ સેવાકાર્યો કરવા લાંબુ આયુષ્ય અને શક્તિ આપો! તેવી સર્વ કોઈની પ્રાર્થનામાં હું મારો નમ્ર સૂર પુરાવું છું અને વાંછું છું કે આવા સેવાજીવનમાંથી આપણી આજની અને આવતી કાલની પ્રજાને પ્રભુ એકાદ ચિનગારી આપો!

ગોરધનદાસ ભગવાનદાસ નરોત્તમદાસ



## શ્રી. ખુશાલદાસ–એક સક્રિય સંસ્થા :



[૧૫]

શ્રી. ડૉ. જીવરાજ મહેતા

સને ૧૯૦૪ના જાન્યુઆરી માસમાં મુંબઈની શેઠ વરજીવનદાસ માધવદાસ કપોળ બોર્ડિંગ સ્કૂલમાં હું દાખલ થયો ત્યારથી ભાઈ ખુશાલદાસને જાણું છું. એ બોર્ડિંગમાં અમો સૌ એક કુટુંબીજન તરીકે કહો, કે ભાઈઓ તરીકે રહ્યા છીએ. એ વખતે જે ભાઈઓ બોર્ડિંગમાં હતા તેમાં સૌથી વધારે ભાઈચારો મારે ભાઈ ખુશાલદાસ સાથે હતો. અને જો કે જુદાંજુદાં ક્ષેત્રોમાં અમો બન્ને કામ કરતા હોવા છતાં હજુ અમારો સંબંધ ઈશ્વરકૃપાથી સગા ભાઈ જેવો ચાલુ છે.

ભાઈ ખુશાલદાસ સંબંધે હું શું લખું? આપણે સૌ એમના માટે ઘણું જાણીએ છીએ. ભણતાં ભણતાં અને ભણતર છોડ્યા પછી પણ તેમનો બીજાને ઉપયોગી થવાનો સ્વભાવ જેવો ને તેવો ચાલુ રહ્યો છે. વિશેષ ને વિશેષ બીજાને કેમ ઉપયોગી થવું એ જાતના મનોરથો છે.

શેઠ વરજીવનદાસ માધવદાસ બોર્ડિંગની તેમણે સુપ્રિન્ટેન્ડન્ટ તથા મંત્રી તરીકે સારી સેવા બજાવી છે. તેનાં મકાનો બાંધવામાં અને તેને વધારવામાં તેમ જ તેમાં રહી ભણતા વિદ્યાર્થીભાઇઓના અભ્યુદય માટે તેમણે ઘણું ઘણું કર્યું છે.

ધીમે ધીમે એમનું સેવાનું ક્ષેત્ર વિશાળ બનતું ગયું. સર હરકીશનદાસ નરોત્તમદાસ હૉસ્પિટલની એમની સેવા સૌ જાણે છે. એ રીતે શેઠ ગોરધનદાસ ભગવાનદાસનો ભાર તેઓ હળવો કરી શક્યા છે. કાઠિયાવાડમાં સોનગઢ પાસે આવેલા ક્ષયના સૅનેટોરિયમને તેઓ શેઠ ખુશાલદાસ જગજીવનદાસ મહેતા સાથે રહીને ખૂબ ઉપયોગી થઈ પડ્યા છે અને અમરેલીમાં શ્રીયુત ભીમજીભાઈ રૂગનાથદાસની પડખે રહીને "પારેખ મહેતા હાઈસ્કૂલ" સ્થાપવામાં તેમનો મોટો હીસ્સો છે. અમરેલીને આ રીતે તેમણે રૂા. ૩૦૦૦૦)ની પોતાની સખાવતથી ઋણી બનાવી છે.

તેઓ અનેક વિદ્યાર્થીઓને આગળ લાવવામાં, અનેક રીતે ધંધે ચડાવવામાં સફળ બન્યા છે. અનેક સંસ્થામાં સલાહકાર ને મદદગાર બન્યા છે, કહો કે એ જાતે જ એક હાલતી ચાલતી સંસ્થા જેવા જ બની ગયા છે. એમને માટે વધું હું શું લખું?

અમો બન્ને ભાઇઓ, ભાઈ કરશનદાસ, સ્વ. ડૉ. જેઠાલાલ ચોરા, ભાઈ ખુશાલદાસ વગેરે સાથીઓમાં એઓ સેવામાં ખૂબ આગળ વધ્યા. હજુપણ ખૂબ સેવા કરી શકે તેવી તંદુરસ્તી ને શક્તિ શ્રી હરિ તેમને આપે એવી મારી પ્રાર્થના છે.

જીવરાજ નારાયણ મહેતા



## સ્વાર્થત્યાગી : નિરભિમાની અને નિર્મોહી :



[૧૬]

શ્રી. રતિલાલ મુળજી ગાંધી

શ્રી. ખુશાલદાસભાઈ સાથેનો મારો સહવાસ છેલ્લાં લગભગ આડત્રીસ વર્ષથી છે. તેમનો અને મારો સંબંધ પ્રથમ પાંચ છ વર્ષ સુધી છાત્ર અને છાત્રપતિ તરીકેનો રહ્યો. પછી તો તેમણે મને જમાઈ તરીકે પસંદ કર્યો અને અમારી વચ્ચે સસરા જમાઈ નો સંબંધ બંધાયો. તેમની સાથેના મારા પ્રથમ પરિચયથી જ હું તેમનો ગુણાનુરાગી બન્યો છું અને તેમને મારા માનનીય તેમ જ પૂજનીય વડીલ માનતો આવ્યો છું. એક મુરબ્બી, સ્નેહી અને પિતાતુલ્ય તેમની છત્રછાયા નીચે હું મારા જીવનમાં આગળ વધ્યો છું. મારા જીવનમાં જે કાંઈ સેવાવૃત્તિના કે સદ્‌ભાવનાનાં બીજ રોપાયાં હોય તો તે તેમના જીવનની મારા ઉપરની છાપનું મહદંશે પરિણામ છે, એમ હું માનું છું. તેમની સાથેનો મારો સંબંધ એ મારું પરમ સદ્‌ભાગ્ય છે.

શ્રી. ખુશાલદાસભાઈ સાથેનો મારો સંબંધ આટલા વર્ષથી પિતાપુત્ર જેવો હોવાથી તેમના જીવન વિષે મને જેટલો એકધારો

## સ્વાર્થત્યાગી : નિરભિમાની અને નિર્મોહી :

[૧૬]

શ્રી. રતિલાલ મુળજી ગાંધી

શ્રી. ખુશાલદાસભાઈ સાથેનો મારો સહવાસ છેલ્લાં લગભગ આડત્રીસ વર્ષથી છે. તેમનો અને મારો સંબંધ પ્રથમ પાંચ છ વર્ષ સુધી છાત્ર અને છાત્રપતિ તરીકેનો રહ્યો. પછી તો તેમણે મને જમાઈ તરીકે પસંદ કર્યો અને અમારી વચ્ચે સસરા જમાઈ નો સંબંધ બંધાયો. તેમની સાથેના મારા પ્રથમ પરિચયથી જ હું તેમનો ગુણાનુરાગી બન્યો છું અને તેમને મારા માનનીય તેમ જ પૂજનીય વડીલ માનતો આવ્યો છું. એક મુરબ્બી, સ્નેહી અને પિતાતુલ્ય તેમની છત્રછાયા નીચે હું મારા જીવનમાં આગળ વધ્યો છું. મારા જીવનમાં જે કાંઈ સેવાવૃત્તિના કે સદ્‌ભાવનાનાં બીજ રોપાયાં હોય તો તે તેમના જીવનની મારા ઉપરની છાપનું મહદંશે પરિણામ છે, એમ હું માનું છું. તેમની સાથેનો મારો સંબંધ એ મારું પરમ સદ્‌ભાગ્ય છે.

શ્રી. ખુશાલદાસભાઈ સાથેનો મારો સંબંધ આટલા વર્ષથી ગાત્ર જેવો હોવાથી તેમના જીવન વિષે મને જેટલો એકધારો

અને ઊંડો અનુભવ હોય તેટલો બીજા કોઈને ન હોય એ સ્વાભાવિક છે. અને મને જ્યારે તેમના જીવનની રૂપરેખા લખવાનું કહેવામાં આવ્યું ત્યારે મેં એક પ્રકારનો આનંદ અનુભવ્યો, કારણ તેમના વિષેની મારી લાગણી વ્યક્ત કરવાનો મને એ રીતે મોકો મળતો હતો. પરન્તુ તેમની સાથેનો મારો સંબંધ એવો નિકટનો છે કે તેમના જીવન વિષે હું જે કંઈ કહું કે લખું તે કદાચ આત્મપ્રશંસા જેવું ગણાય તેથી આ લેખ લખવામાં હું આનાકાની કરતો હતો. પરન્તુ મિત્રોના આગ્રહથી કંઈક સંકોચ સાથે આ લખી રહ્યો છું.

શ્રી. ખુશાલદાસભાઈનું આખું જીવન સાચા સ્વાર્થત્યાગ અને ઉત્તમ પ્રકારના સેવાભાવથી ભરેલું અને વર્તનમાં પરિણમેલું મેં નિહાળ્યું છે. મેં તેમને નિરભિમાની અને નિર્મોહી તરીકે ઓળખ્યા છે. અસંખ્ય દાખલાઓથી મારુ આ કથન હું સાબિત કરી શકું તેમ છું. પરન્તુ વિસ્તારમાં ન ઊતરતાં ટૂંકમાં જ થોડો ખ્યાલ આપવાનો પ્રયત્ન કરું છું.

તેઓ એલએલ. બી. થયા કે તુરત જ, તેઓ વડોદરા રાજ્યના હોઈ, તે રાજ્યમાં તેમને ઊંચો અમલદારી હોદ્દો મળે તેમ હતું. પરંતુ મને યાદ છે ત્યાં સુધી આ વાત તેમણે એવા ખ્યાલથી નકારી કે તેવા લોભમાં પડતાં મુંબઈમાંનું તેમનું સેવાક્ષેત્ર જતું રહેશે.

સૉલિસિટર થઈ તે ધંધામાંની ધનપ્રાપ્તિનો લોભ તેમણે જતો કર્યો, તે એમ સમજીને કે તે ધંધો તેમના સ્વભાવને અનુકૂળ નહિ આવે. વેપાર ધંધામાં તેઓ પડ્યા ખરા પરંતુ તેમાં તેમનું મન ખૂંચ્યું નહી, કારણ કે તેમને ભીતિ લાગી કે પોતે સેવાકાર્યથી વિમુખ થતા જશે. આજીવિકાના સાધન માટે છાત્રપતિ અને શિક્ષકનો વ્યવસાય તેમણે સ્વીકાર્યો, કારણ તેની સાથે તેમને

પોતાને મનગમતી અનેકવિધ સેવા કરવાનો પૂરતો અવકાશ મળતો અને સરળતા રહેતી.

વેપારની પ્રવૃત્તિ છોડ્યા પછી તેમણે થોડો સમય વીમાનો ધંધો શરૂ કર્યો. આ વ્યવસાય સાથે તેમને પોતાને પ્રિય એવી સેવા કરવાની પૂરતી તક મળતી, તેથી તેમાં તેમનું ચિત્ત ચોટ્યું. અને અમુક વર્ષો સુધી સફળતાપૂર્વક આ ધંધામાં તેઓ આગળ વધ્યા. છેલ્લાં કેટલાંક વર્ષો થયાં તો તેમણે આ ધંધાનું કામકાજ પોતાના પુત્રોને સોંપી અન્ય સર્વ પ્રવૃત્તિ ત્યાગી લોકસેવામાં જ પોતાનું જીવન અર્પણ કર્યું છે. ધન એકઠું કરી ધનવાન થવાની વૃત્તિ તેમની કદી હતી નહિ અને પોતાની જિંદગી પર્યન્ત સારું જીવન ગાળી શકે અને બીજા કોઈ પર આશ્રય રાખવો ન પડે તેટલી જોગવાઈ રાખીને બાકીની પોતાની ધનપ્રાપ્તિની સર્વ બચત તેમણે એક સંસ્થાને આપી વાપરી નાંખી છે. આમ તનમનના ભોગ સાથે ધનનો ભોગ પણ એમણે ઠીક પ્રમાણમાં આપેલો છે.

સમાજમાં શ્રી. ખુશાલદાસભાઈએ એવું પ્રતિષ્ઠિત માનભર્યું સ્થાન પ્રાપ્ત કર્યું છે કે જાહેર પ્રવૃત્તિના કોઈ પણ ક્ષેત્રમાં તેઓ સફળતાપૂર્વક ભાગ લઈ શકત અને કીર્તિ પ્રાપ્ત કરી શકત. મુંબઈ મ્યુનિસિપલ કૉરપોરેટર તરીકે એક વખત તેઓ ઝળકતી ફત્તેહ મેળવી ચૂંટાયા પણ હતા. પણ આ જાતના જાહેરજીવનમાં તેમને રસ પડ્યો નહીં. ધાંધલ, ધમાલ અને ખટપટ તેમને કદી રુચતાં નહિ. સમાજના શાંત સેવાકાર્યમાં જ તેમને રસ પડતો અને તે જ પ્રકારનું ક્ષેત્ર તેમણે જિંદગીભર પસંદ કર્યું. આ જ પ્રવૃત્તિમાં તન્મય થઈ તેઓ જીવન ખરી રીતે જીવે છે, અને તેમાં અપ્રતિમ આત્મસંતોષ મેળવે છે.

કોઈ જાતના ભેદભાવ વગર હજારો વિદ્યાર્થીઓને વિદ્યાભ્યાસમાં તેઓ પ્રેરણાત્મક, માર્ગદર્શક તેમ જ મદદકર્તા થાય

છે. અનેક કુટુંબોના સુખદુઃખના સાથી બની બધાની સાથે નિર્મળ, નિઃસ્વાર્થ સંબંધ જાળવી, તેમનાં દુઃખો નિવારવામાં તેઓ સહાયરૂપ બન્યા છે. અને સમાજોપયોગી એવી કેટલીયે સંસ્થાઓની સ્થાપના તેમ જ સંચાલનમાં બીજા મિત્રોની સાથે ક્યાંક મુખ્ય, તો ક્યાંક ઓછાવત્તા પ્રમાણમાં તેમણે ભાગ ભજવ્યો છે. મુંબઈની શેઠ વ. મા. કપોળ બોર્ડિંગના તો તેઓ પ્રાણરૂપ બની રહ્યા છે. બીજી અનેક સંસ્થાઓની સ્થાપનાની પ્રેરણા તેમણે કરી છે. અનેક સંસ્થાઓના સંચાલનનો ભાર તેમને માથે હોય છે. સૌરાષ્ટ્રની તેમ જ ભાલ પ્રદેશની અનેકવિધ સંસ્થાઓની કાળજી અને ચિંતા તેઓ સતત્ કર્યા કરે છે અને તેની દેખભાળ કરવા, તેનો વિકાસ કરવા, તેઓ દર એક બે માસે પોતાને ખર્ચે, શારીરિક અગવડ ભોગવીનેય મુસાફરીઓ કરે છે તે આશ્ચર્ય પમાડે તેવું છે. કેળવણીના ક્ષેત્રમાં તેમણે આપેલી સેવાનું ક્ષેત્ર ભલે પોતાની જ્ઞાતિ પૂરતું છે, પણ તેનું મૂલ્ય ઘણું મોટું છે. અને આપણા સમાજે તે બરાબર ઓળખ્યું છે, તે જાણીને સંતોષ અનુભવું છું.

પ્રશંસાની અતિશયોક્તિ જેવું કોઈને લાગી જાય છતાં કહ્યા સિવાય રહેવાતું નથી કે નરસિહ મહેતાનું "વૈષ્ણવ જન તો"નું જે અમૂલ્ય પ્રાર્થનાપદ છે તેનો સાર શ્રી. ખુશાલદાસભાઈએ જીવનમાં ઉતારેલો છે. અને બીજી રીતે કહીએ તો સ્થિતપ્રજ્ઞના જે ગુણો કહેવાય છે તેમાંના કેટલાક ગુણો આછા-પાતળા કે ઓછાવત્તા પ્રમાણમાં તેમના જીવનમાં વણાએલ છે.

શ્રી. ખુશાલદાસભાઈ પ્રત્યે મને જે માન અને ભાવ છે તેનું કૈંક પ્રતિબિંબ હું આટલું લખું છું તેમાં પડે છે એમ સમજી આ તકે આટલેથી વિરમું છું.

રતિલાલ ગાંધી



## સેવાના શ્રમજીવી :



[૧૭]

**શ્રી. જગજીવનદાસ નારાયણદાસ મહેતા**

ભાઈ ખુશાલદાસ અમરેલીના રહીશ છે એ પહેલી ખબર મને લગભગ સને ૧૯૦૧ માં પડી. કારણ કે તેઓ એમનાં માતા પિતા સાથે મુંબઈ વધારે રહેતા. એ અરસામાં અમે અહીં સામાન્ય અને નબળી સ્થિતિના કપોળ વિદ્યાર્થીઓ માટે એક કપોળ વિદ્યોત્તેજક ફંડ થોડા કપોળ મિત્રો સાથે મળીને સ્થાપ્યું તેમાં ભાઈ ખુશાલદાસ એક હતા અને ૧૯૦૩ ની સાલમાં હું અને મારા ભાઈ જીવરાજ મુંબઈની આપણી શેઠ વરજીવનદાસ માધવદાસ બોર્ડિંગમાં દાખલ થયા ત્યારથી શરૂ થયેલો અમારો પરિચય અને સ્નેહસંબંધ આજસુધી ચાલુ છે. સને ૧૯૦૮ સુધી તો અમે બોર્ડિંગમાં સાથે જ રહ્યા હતા.

ભાઈ ખુશાલદાસ મને શરૂઆતમાં પોચા અને નરમ સ્વભાવના લાગેલા. કોઈ જરાક કહે કે તરત જ એમનું મોઢું વીલું પડી જતું. પણ તે સૌ સાથે હળીમળીને રહેતા અને સૌ એક-

બીજાને મદદ કરતા. આ એમનો મદદ કરવાનો સ્વભાવ હજુસુધી પણ જીવંત છે.

ખુશાલદાસનાં માતુશ્રી મીઠી મા ઘણાં જ ભગવતી અને સેવાભાવી હતાં. કોઈનું દુઃખ દેખીને તેઓ રડી પડતાં. એમના મામા મુરબ્બી અમરશી જીવન ગાંધી પણ ઘણા જ ભગવતી અને પરોપકારી હતા તથા આખા ગામના એક વિશ્વાસુ સમાધાનકાર હતા. એમનો ચુકાદો સર્વને શિરોમાન્ય રહેતો, એમાં સૌને પ્રેમભાવના તરી આવતી હતી. એમનાં બ્હેન ગોમતીબ્હેન પણ પુરાં ભગવતી છે. આવા કુટુંબના સંપર્કમાં રહી તેઓ ઊછર્યા છે અને એ સર્વના ગુણ તેમને વારસામાં ઊતર્યા છે.

મેં સને ૧૯૦૮ માં બોર્ડિંગ છોડી અને તેઓ ચાલુ હતા. એમણે એલએલ. બી. નો અભ્યાસ કર્યો અને સોલિસિટર થવા એક સોલિસિટરની પેઢીમાં આર્ટીકલ્ડ કલાર્ક તરીકે રહ્યા હતા. મને એવો ખ્યાલ છે કે આર્થિક પરિસ્થિતિને અંગે એમને એ પડતું મૂકવું પડેલું. વકીલાત કરવાનું તેમને ફાવ્યું નહીં અને પન્નાલાલ હાઈસ્કૂલમાં શિક્ષક તરીકે તેઓ દાખલ થયા. શિક્ષણકામમાં તેમણે વિદ્યાર્થીઓનો પ્રેમ સંપાદન કર્યો અને સાથી શિક્ષકોનો પણ ચાહ મેળવ્યો. પ્રિન્સિપાલની પણ તેમના તરફ પૂરી ચાહના હતી.

મેં અભ્યાસ છોડ્યા પછી શિક્ષકની નોકરી સ્વીકારી. થોડા વખત પછી અમે સાથે ધંધો શરૂ કર્યો અને ૧૯૧૯સુધી મારી પેઢીમાં અમે સાથે કામ કર્યું. એ કામ એમણે નેકટેકથી કર્યું. મેં મારો ધંધો ૧૯૨૧ માં છોડ્યો અને ગાંધીજીએ જે માર્ગ બતાવ્યો તે માર્ગે અમરેલીમાં રહીને મારાથી બનતું કામ કરવાનું રાખ્યું.

ભાઈ ખુશાલદાસે આડત-દલાલીનુ ને પછી વીમાનુ કામ શરૂ કર્યું. સાથે સાથે બોર્ડિંગના સુપ્રિન્ટેન્ડન્ટનુ કામ કર્યું અને મુબઈ છોડ્યા પછી હુ જે શેઠીયાઓ પાસેથી મદદ મેળવી શકતો હતો તે કામ તેમણે ઉપાડી લીધુ અને ૧૯૨૫થી વીમાના પોતાના કામ સાથે આપણા કપોળ વિદ્યાર્થીઓને મદદ કરવાનુ કામ તેમણે ઉપાડ્યુ, અને તે આજસુધી ચાલુ છે એ આપણે સૌ જાણીએ છીએ આપણી જ્ઞાતિમા આવી રીતે વખતનો ભોગ આપીને કામ કરનારાની સખ્યા નહિવત્ જેવી કહુ તો ચાલે. એમા એમણે એ કામ ચાલુ રાખ્યુ જેનુ પરિણામ આજે આપણે સૌ જોઈએ છીએ એટલે એનુ વિવરણ કરીએ તો પાના ભરાય આ સેવાનુ કાર્ય શરૂ કર્યું તે પહેલા તેમનુ શરીર દોડાદોડી કરીને ધક ઝીલી શકે એવુ મને નહીં લાગેલુ પણ સેવાના કાર્ય અગે ઈશ્વરે તેમને શક્તિ આપી અને આટલી ૬૩-૬૪ વર્ષની ઉમરે પણ સવારમા વહેલા પરવારીને તે રાતના મોડેસુધી એક યા બીજા સેવાના કામમા જ્યા જરૂર હોય ત્યા હાજર રહીને અવિરત શ્રમ ઉઠાવે છે અને મિત્રોના અગત કામોમા હમેશા એમની મદદ અને સલાહ સૂચના હોય છે કોઈના વરવેશવાળ કે કોઈ કુટુમ્બમા મનદુ ખ હોય ત્યા સમાધાન કરાવવા હમેશા હાજર હોય આવી અનેક અગત સેવાથી તેઓ ખાસ કરીને આપણી કોમમા બહુ પ્રિય થઈ પડ્યા છે અને આટલી મોટી સખાવતો આપણા કપોળ ભાઈઓને હાથે કરાવી શક્યા છે કોમના કામની સાથે સાથે એમણે ઘણા સાર્વજનિક કામોની દોરવણી કરી છે મુબઈની સર હરકીસનદાસ હોસ્પિટલ, સોનગઢનુ શેઠ જે ખુશાલદાસ મહેતાનુ ક્ષયનુ સેનેટોરિયમ, રાજુલાની ગૌશાળા, જાફરાબાદની હાઈસ્કૂલ એવા નાના મોટા અનેક કાર્યો ગણાવી શકાય તેમ છે

અમરેલીના વતનિ હોઈને કપોળ બોર્ડિંગ સિવાય અમરેલીનું કોઈ વ્યવહારૂ કામ તેમના હાથે થએલું નહિ. તે અંગે અમરેલીના આપણી જ્ઞાતિના અને બીજા ભાઈ ઓ હંમેશાં તેમને દાઢતા કે અમરેલીના સાર્વજનિક કામમાં તમારો શો હિસ્સો? પણ પ્રભુકૃપાથી અને અમરેલીની સેવા કરવાની તેમની ભાવના હતી તેથી શ્રી. ભીમજીભાઈ રૂગનાથ મહેતા સાથે મળીને બન્ને ભાઈ-ઓએ મોટી રકમ આપવાથી અમરેલીની જે સંસ્થા (નૂતનશાળા) અહીંના ભાઈઓ ચલાવતા હતા તેમાં તેમનું નામ જોડવામાં આવ્યું અને આજે અમરેલીની એ સંસ્થા એક સારી સંસ્થા ગણાય છે અને અનેક વિદ્યાર્થીઓ તેનો લાભ લઈ રહ્યા છે.

આપણા યુવાન કપોળ ભાઈઓને ધંધામાં પૈસાની મુશ્કેલી ટાળવા માટે તેમણે કેટલાક મિત્રો સાથે મળીને કપોળ કોઓપરેટીવ સોસાયટી સ્થાપીને એક મોટી ખોટ પૂરી પાડી છે.

એમના હાથથી ઘણાં કામો થયાં છે. એનું વર્ણન કરવું બીન-જરૂરી છે. કારણ કે કપોળ જ્ઞાતિના ચારે ચોરા અને મુંબઈમાં ભાગ્યે જ કોઈ એવા હશે કે જેઓ તેમનું નામ અને કામ નહીં જાણતા હોય. આપણે માણસ છીએ અને મનુષ્ય તરીકેની આપણી સૌની ભૂલો થાય એ સ્વાભાવિક છે. પણ ગુણ અને અવગુણનું ત્રાજવું આપણે તોળીએ તો ખુશાલદાસના ગુણનું ત્રાજવું ઘણું વજનદાર છે એમ હું એક મિત્ર તરીકે કહું તો તે અતિશયોક્તિ નથી. એમને મેં તો મારા નાના ભાઈ જ ગણેલા છે અને મારાથી બનતી સહાય તેમના જીવનમાં કરી છે. એમની ખામીઓ હું જાણું છું. અને અમારા બન્ને વચ્ચે પ્રમાણીક મતભેદો પણ છે; છતાં પણ એમના તરફ એમનાં સેવાના કામો અંગે મને ઘણું જ માન અને લાગણી છે.

તેમના દિલને જોઈતો વ્યવસાય મળી આવ્યો અને એમની શક્તિઓને દીપી ઊઠવાનો સુયોગ્ય અવસર પ્રાપ્ત થયો.

કોણ જાણે કેમ પણ ખુશાલદાસભાઈને માટે તેમના મિત્રોની અને વિદ્યાર્થીઓની એવી માન્યતા બંધાઈ ગઈ હતી કે ગમે તો તેમને વચનસિદ્ધિ વરી હોય, કે ગમે તો એ તેમની દીર્ઘદૃષ્ટિનું પરિણામ હોય, કે પછી તેમને સંજ્યદૃષ્ટિ હોય, પણ ખુશાલભાઈ જે કહેતા તે ઘણીવાર સાચું પડતું. ઘણાયે વિદ્યાર્થીઓ વિષે તેમણે આગાહી કરી હતી; ઘણાયે વિદ્યાર્થીઓનાં મૂલ્યાંકન કરેલ હતાં; ઘણાઓની મહત્તાનાં ભવિષ્ય ભાખ્યાં હતાં અને આજ તે બધીયે આગાહીઓ સાચી પડી છે. એમના વિશાળ વિદ્યાર્થી સમુદાયમાં આજે અનેક અગ્રગણ્ય પુરુષો છે, જેઓની શક્તિઓને તેઓશ્રીએ બાળપણમાં જ ઓળખી કાઢી હતી અને ભાવિનાં તદનુસાર ઘડતર આરંભ્યાં હતાં. એમની વચનસિદ્ધિના અનેક દાખલાઓમાં મારો પોતાનો જ દાખલો નોંધપાત્ર છે.

અમારા મિત્ર દેવચંદભાઈ સાથે હું અને ખુશાલભાઈ લીલિયાથી અમરેલી આવતા હતા. મારી પરીક્ષાના પરિણામ વિષે હું ઘણો જ આતુર હતો, તે જાણીને તેઓએ કહ્યું, "મૂંઝા મા, અમરેલી જઈશું ત્યાં ચોક્કસ તારો તાર આવી ગયો હશે અને તું ફર્સ્ટ કલાસમાં પાસ થઈશ." થયું પણ એમ જ. અમે જ્યાં અમરેલી પહોંચ્યા ત્યાં તેમના કહેવા પ્રમાણે જ ફર્સ્ટ કલાસમાં પાસ થવાના સમાચાર આપતો તાર ખરેખર આવી ગયો હતો. એ જોઈને મારા આશ્ચર્યનો પાર રહ્યો નહિ. ભવભૂતિનો કોઈને માટે સાંભળેલો શ્લોક યાદ આવ્યો કે: ऋषीणां पुनराद्यानाम्

મૂળથી જ ખુશાલદાસભાઈને કેળવણી અને વૈદક બંને તરફ અભિરુચિ અને તેમાં યે મનપસંદ પ્રવૃત્તિ મળી એટલે સાધન, સુયત્ન અને શક્તિનો ત્રિવેણી સંગમ થયો. ધ્યેયની પાછળ ફના થવાની વૃત્તિ, ઊંચા આદર્શ, ઉન્નતિગામી આચરણ, સમાજ-સેવાની ધગશ અને કંઈ કરી જવાની મહેચ્છાએ મહાન પરિણામો નિપજાવ્યાં. ઝંઝાવાતોના જોશથી તેમણે અનેકમુખી પ્રવૃત્તિઓ શરૂ કરી અને એક પછી એક સંસ્થા તેમના પ્રયત્નના પ્રતિકરૂપે, એમના મનોરથોના મહાલયરૂપે, એમની શક્તિની સાક્ષીરૂપે એમનાં ચૈતન્યના ચિહ્નરૂપે ઉદ્ભવવા લાગી અને એમની યશઃકાય-રૂપે એ સર્વે જુદેજુદે સ્થળે આજ વિલસી રહી છે.

અમરેલીનાં કપોળ બોર્ડિંગ, બાળાશ્રમ અને હાઈસ્કૂલ, જાફરાબાદનાં હાઈસ્કૂલ અને વિદ્યાર્થીગૃહ, રાજુલાનાં બોર્ડિંગ હાઉસ, દવાખાનું અને પ્રસૂતિગૃહ, મહુવાનાં હાઈસ્કૂલ અને બોર્ડિંગ હાઉસ, મુંબઈનાં કપોળ બોર્ડિંગ, સર હરકીસનદાસ હૉસ્પિટલ: અને કપોળ વસતિગૃહ અને છેલ્લે ભાવનગરની ક્ષયની હૉસ્પિટલ ગણતાં આશ્ચર્ય થાય એટલી સંસ્થાઓ : પણ જ્યાં જુઓ ત્યાં ખુશાલભાઈ અને ખુશાલભાઈ અને તેયે પાછા હરહંમેશ ખુશાલભાઈ. ૨૫ થી ૩૦ લાખનાં દાન અને એ સરિતાને સુયોગ્ય માર્ગે વાળનાર ખુશાલભાઈ.

કાર્યસાધનામાં આત્મવિલોપન કરનાર, ઘરબાર, સ્ત્રી સંતાનોને ભૂલી જનાર, જનસેવાની વિરાટ દીક્ષા ધરનાર, જ્ઞાતિને ગૌરવ આપનાર અને અખંડ અને અવિરત તપશ્ચર્યા કરનાર ખુશાલદાસ-ભાઈ માટે કેવળ કપોળજ્ઞાતિ જ નહિ, ઉપર્યુક્ત ગામો જ નહિ, જનસમાજ જ નહિ, પણ આખો ઈલાકો અભિમાન લે એમાં કશું જ અસ્થાને નથી.

આવા કર્તવ્યરત સાધક અને સેવક માટે ૬૫ વર્ષે પહોચવુ એ એક પ્રભુકૃપા છે, એ વસ્તુને મહોત્સવ રૂપે ઊજવવી એ બીજી કૃપા છે અને તેને માટે રાા લાખનુ ફંડ થાય એ ત્રીજી પ્રભુકૃપા છે આમ નિસ્વાર્થભાવે સેવા કરી જીવી જાણનારને પ્રભુકૃપાની પણ પરંપરા જ હોય!

હું તો એટલુ જ ઇચ્છુ છુ કે આવા થોડાક સેવકો જો દરેક પ્રાંતે હોય તો ભારતના ભૂતકાળને યે ભુલાવી દે તેવો ભવિષ્ય કાળ નિપજાવે માતા ભારતીની કુખે આવા અનેક સતાનો અવતરજો જેની અમરસેવાના સ્વાદ જગત આખાને જુગે જુગે મળ્યા કરે

જામનગર

પ્રાણજીવનદાસ મહેતા



## પરમાર્થી પુરુષ:



[૧૯]

**શ્રી. ડૉ. બી. બી. ઘોષ**

આજે શ્રી. ખુશાલદાસભાઈ વિષે બે શબ્દ લખવાનું મને સદ્‌ભાગ્ય પ્રાપ્ત થાય છે તેથી આનંદ અનુભવું છું. તેમને હું લગભગ વીશેક વર્ષથી ઓળખું છું. અને આટલા લાંબા પરિચયથી એમના પાસેથી મને ઘણું શીખવાનું મળ્યું છે. એમની નિઃસ્વાર્થ બુદ્ધિ, એમનાં ખંત, સમાજસેવાની ધગશ, સાદાઈ અને તેવા બીજા અનેક ગુણોનો અનુભવ મને તથા બીજા ઘણાને મળ્યાં છે. શ્રી. માસ્તર સાહેબને વિષે તેમની કોમમાં જ નહિ પરંતુ કોમની બહાર પણ બીજાઓને અનહદ માન છે. તેમનો જીવનમંત્ર 'સેવા' છે. એ સેવા ગમે તેટલા ભોગે, શરીરને કષ્ટ આપીને પણ તેમણે આખી જિંદગી બજાવ્યા કરી છે.

સમાજસેવાના પ્રકાર ઘણા છે. સાચા સેવકોની જરૂરિયાત દરેક ઠેકાણે જણાય છે.

છેલ્લા દસકાથી આપણા જીવનના રાહ એટલા બધા વાંકા-ચૂકા થઈ ગયા છે, કે સાચજૂઠના ભેદને સમજવાની શક્તિ આપણે

ગુમાવી બેઠા છીએ. તેને લીધે જીવન સાફલ્ય કોને કહેવું તે વિષે આપણા વિચારો સ્પષ્ટ નથી. કોઈપણ રીતે પૂંજી ભેગી કરવી, ધરબાર બાંધવા—એમાં ઘણા સફળતા જુએ છે. અને જરૂર તેઓ ક્ષણિક મોજમજાહ અને સંતોષ માણે છે; પણ તે લગભગ બધા શારીરિક અને માનસિક તંદુરસ્તીને ભોગે જ. પરંતુ જીવનમાં શાંતિ, આનંદ કે ખરું સ્વાસ્થ્ય તેથી કોઈ ભોગવતા નથી. મને લાગે છે કે શ્રી. ખુશાલદાસભાઈની માફક સ્વાર્થ સાથે પરમાર્થ કરવામાં જ જીવનની સફળતા છે. અને એ રીતે સેવા કરતાં જે સહજ ફળ પોતાને મળે તે જ ખરી પૂંજી છે. માત્ર ફળ મેળવવા માટે જે સેવા કરે છે, તે ખરી સેવા નથી. કારણ કે તેમાં ધ્યેય ફળની પાછળ રહી જાય છે. આપણે પુરુષાર્થના અધિકારી છીએ. સેવા એ જીવનમંત્ર થઈ જવો જોઈએ. લગભગ બધા ધંધાઓમાં ખરી સફળતા ત્યારે જ મળે જો તે ધંધા પવિત્ર હૃદય અને સેવા-ભાવથી કર્યા હોય! તેમાંથી આર્થિક ફાયદો તો થાય જ, પરંતુ મનુષ્યજીવનમાં જેની વિશેષ કિંમત છે, તે માનસિક આનંદ અને સંતોષ આવા સેવાભાવથી કરેલા ધંધામાંથી મળે છે. પછી તે ધંધો ગમે તે હોય.

આજના જમાનામાં આ ખોટ પૂરવા માટે "Social service" એક મહત્વનો વિષય થઈ પડ્યો છે. તે વિષય માટે ઘણા દેશોમાં શિક્ષણ અપાય છે. "Medical Social Service" એ આ વિષયનો એક ભાગ છે. તેને આપણે અપનાવવાની જરૂર છે. આ કામ છેલ્લાં બે વર્ષથી હિન્દુસ્તાનમાં "Tata School of Social Work" કરે છે. તેમાં શિક્ષણ લેતી કન્યાઓ હૉસ્પિટલોમાં કામ કરવા આવે છે. દર્દીનું માનસ સમજી, આજુ-

બાજુનો અભ્યાસ કરી, ડૉકટરી ઉપાયો સાથે દર્દ અટકાવવામાં અને મટાડવામાં આ જાતના પ્રયત્નો થવા જરૂરી છે. દરેક હૉસ્પિટલમાં "Social Service"નો વિભાગ હોવો જરૂરી છે. શ્રી. ખુશાલદાસભાઈ જેવા સેવાભાવી કાર્યકરો આ બાબતમાં પણ જો રસ લેતા થશે તો તેમની સેવાનો લાભ જનતાને અત્યારે મળે છે તેથી પણ વિશેષ પ્રમાણમાં જરૂર મળશે.

સેવાનાં આવાં ઘણાં કાર્યો જીવનપર્યંત તેઓ કરશે એવી મારી ખાત્રી જ છે. તેઓ તો સેવા કરવા જ જન્મેલા છે.

બી. બી. યોધ



## સ્વયંસિદ્ધ આત્મશ્રદ્ધા :



[૨૦]

શ્રી. ડૉ. હેમન્તકુમાર વૈદ્ય

પરમ સ્નેહી મુરબ્બી ભાઈશ્રી ખુશાલદાસભાઈના અતિજ્ઞાનપ્રદ અને આનંદભર્યા મારા ગાઢ પરિચયનાં સંસ્મરણો આલેખનમાં મૂર્તિમંત કરવાનું સદ્ભાગ્ય મને પ્રાપ્ત થાય, તેથી મને પોતાને હું ધન્ય માનું છું. બૃહદ્ સમાજશ્રેયની અનેકવિધ કલ્યાણકારી પ્રવૃત્તિઓમાં વહેંચાયેલા તેમના ઉજ્જ્વળ જીવન કારકિર્દીના કેટલાએ સુખદ્ અવસરો મારા અંતઃકરણમાં ખૂબ ઊંડી અને તાજુબ છાપ સાથે અંકિત થયા છે, જેનું પ્રતિબિંબ નિરંતર મને મારા જીવનમાં પ્રકાશ આપે છે.

શ્રી. ખુશાલદાસભાઈનો પરિચય તો મને વીશ વર્ષથી હતો. પરંતુ શરૂઆતનો પરિચય મુંબાઈનો અને બાહ્ય તથા અલ્પ હતો. પછી તો ભાવનગરમાં આવ્યા બાદ છેલ્લાં પાંચસાત વર્ષમાં હું તેમના ગાઢ સંપર્કમાં આવ્યો. આ સંપર્ક ખુંટવડા ગામે શ્રી કાણકિયા સાર્વજનિક દવાખાનાના નવસર્જનના વિષયથી શરૂ થયો. તે દવાખાના માટેના દાનવીર ગૃહસ્થ પાસેથી વિપુલ અને ઉદાર દાન



માનનીય શ્રી ખુશાલદાસ જે મહેતા ક્ષયનિવારણ હોસ્પિટલના મકાનોના ખાતમુહૂર્ત પ્રસંગે

મેળવવા તેમણે ખૂબ સહૃદય મહેનત લીધી. ભાવનગર રાજ્યે તેમની એ યોજના ઉત્સાહપૂર્વક વધાવી લીધી. તેની વાટાઘાટમાં મારો તેમની સાથેનો અંગત મૈત્રીનો ઉદ્ભવ થયો. અને એ ઉદ્ભવના પ્રથમ પ્રસંગને હું નિરંતર અમુલ્ય માનું છુ અને માનીશ કારણ કે તેમના જેવા ઉદારચિત્ત, પરોપકારી, નિખાલસ અને વિશ્વપ્રેમી સાચા સમાજ સેવકની અલભ્ય મૈત્રીને હું પાત્ર બન્યો. ત્યારથી જ હું તેમનો અનન્ય ગુણગ્રાહક બની ગયો તેની મંત્ર મોહીની તેમના શાંત અને માયાળુ સ્વભાવની હતી. તે વખતે નેક નામદાર મહારાજા સાહેબે આજથી ત્રણેક વર્ષ પહેલાં ખૂંટવડાનું દવાખાનું ખાસ ત્યાં પધારીને ગ્રામજનતાની વિશાળ માનવમેદની વચ્ચે ખુલ્લુ મુકયું ત્યારે ભાઈશ્રી ખુશાલદાસની નિસ્વાર્થ સેવાના મુક્તકંઠે ગુણગાન જાહેર જનતા પાસે હર્ષપૂર્વક મુકવાનો મને ધન્ય પ્રસંગ પ્રાપ્ત થયો.

તે પ્રથમ પરિચયે જ તેમની સેવાભાવનાની તમન્નાથી પ્રેરાઈને તથા તેમના લોકકલ્યાણના કામમાં સર્વ સ્વાર્પણની, તપશ્ચર્યાની વૃત્તિથી ઓતપ્રોત થઈ જવાની ધગશ જોઈને તથા મહાન યોજનાઓને સરળતાથી પાર ઉતારવાની તેમની કાર્યદક્ષતા જોઈને, તેમને મારા અંતઃકરણના ઉદ્ગારભર્યા ભાવથી ભાવનગર માટે-કહો તો સારાયે સૌરાષ્ટ્ર માટે, ક્ષયથી પીડાતી જનતાના કલ્યાણ અર્થે એક નમૂનેદાર, આદર્શ ક્ષયની હોસ્પિટલ કરાવવામાં પોતાની અદ્ભુત સેવાશક્તિનો લાભ આપવા અને તે મારા મૂંગા આદર્શને અને આજીવન સ્વપ્નને મૂર્તિમંત કરવા સક્રિય મદદ આપવા મેં વિનંતિ કરી. તેમના અંતરાત્માએ મારી પ્રાર્થનાનું ઉન્નત ધ્યેય પારખી લીધું અને તે જ ક્ષણે પોતાની સ્વયંસિદ્ધ

આત્મશ્રદ્ધાના બળે તેમણે આ વિરાટ કાર્ય ઉપાડી લેવાનું વચન આપ્યું.

ત્યાર પછી તો તેમણે શ્રી. ખુશાલદાસભાઈ મહેતા જેવા ઉદાર તથા પરમાર્થી શેઠને આ સંસ્થાના દાન માટે કટીબદ્ધ કર્યા. જૂના ભાવનગર રાજ્ય સાથે આ સમગ્ર યોજનાઓ માટે વાસ્તવિક દૃષ્ટિએ ચર્ચાઓ, વાટાઘાટો થઈ. આ ક્ષયની હૉસ્પિટલની કમિટી સ્થપાઈ, જેમાં તેમના સહકાર સાથે બીજા ધુરંધર અને પ્રખર કાર્યકુશળ, નિઃસ્વાર્થ અને પરોપકારી સાચા સમાજસેવકના પણ ગાઢ પરિચયમાં આવવાનું મને સદ્ભાગ્ય મળ્યું. તે વ્યક્તિ તે ગઢડાના નગરશેઠ ભાઈ શ્રી. મોહનલાલભાઈ. આ બન્ને કાર્યસિદ્ધ અને પ્રતિભાશાળી ગૃહસ્થોએ પોતાની દીલની ખંતથી, સાચી લોકસેવાની તમન્ના અને અનુભવસિદ્ધ કાર્યશૈલીથી, આ વિશાળ ક્ષયની હૉસ્પિટલને મૂર્ત સ્વરૂપ આપ્યું છે. જે હોસ્પિટલ સમસ્ત સૌરાષ્ટ્રના અનેક ક્ષય–પીડિત રોગીને આશીર્વાદરૂપ નીવડશે તે નિઃસદેહ છે. આ હૉસ્પિટલની અનેકવિધ કાર્યવાહીમાં મને શ્રી. ખુશાલદાસભાઈનો અતિનિકટનો પરિચય થયો, જેને અંગે મેં તેમને મુક્ત ભાવે લોકસેવાના કાર્યમાં મારા ગુરુ તરીકે સ્વીકાર્યા. આ લાભ મારા માટે અલભ્ય હતો. તેમની પાસેથી હું સહિષ્ણુતા, ધૈર્ય, દૃઢતા, નમ્રતા અને બૃહદ્જનતાની હૃદયગુફામાં અનેકવાર પ્રગટતી દાન ભાવનાને જાગ્રત તથા સતેજ કરવાની કુનેહ વગેરે અનેક સદ્ગુણો શીખ્યો. તે રીતે અનુભવના પાઠ પામી હું શિષ્ય તો જરૂર બન્યો, છતાં મને કહેતાં ગર્વ થાય છે કે તેમણે તો મને મિત્ર જ ગણ્યો છે જે તેમના ઉદાર હૃદયની પ્રતીતિ છે.

આ ઉપરાંત બીજાં અનેક લોકકલ્યાણનાં સામાજિક કાર્યોમાં તેમણે સંપૂર્ણ રસથી ખંતપૂર્વક અને સક્રિય મદદ કરી છે. તળાજામાં પ્રસૂતિગૃહ તથા હૉસ્પિટલની યોજનાની રચનામાં, તે માટેનું દાન ઉપસ્થિત કરવામાં, ત્રાપજમાં નવું દવાખાનું કરવા માટે ત્યાંના ઉદાર સખીગૃહસ્થ સ્નેહી ભાઈશ્રી કેશવલાલ ભટ્ટ પાસે એ કાર્ય માટેની પ્રેરણા સિદ્ધ કરવામાં તેમ જ કુંડલામાં પ્રસૂતિગૃહની યોજનાની ચર્ચામાં, તેમણે અનેકરંગી, અનેકવાર સક્રિય સાથ આપ્યો છે, જે માટે હું અને સમસ્ત જનતા જીવંતપર્યંત તેમના સાચા ઋણી બની રહીશું.

શ્રી ખુશાલદાસભાઈએ પોતાના કુળધર્મને, માનવધર્મને અને સમાજધર્મને આવા વિરાટ કલ્યાણના અને પરોપકારી સેવાના કાર્યોથી ઉજ્જ્વળ કર્યો છે. આ રીતે તેમનાં જીવનનો ઈશ્વરી હેતુ તેમણે સફળ કર્યો છે. તેમનું કાર્ય પરમાત્મા પાસે અમર છે. એમની ઉત્તરોત્તર વૃદ્ધિ અને પ્રગતિ પામતી પુણ્યશ્રેણી પ્રેરણાત્મક અને દૈવી છે. તે હવે પછીના સાચા લોકસેવકો માટે નિરંતર આદર્શરૂપ અને અનુકરણીય બની રહો એ જ પ્રાર્થના. તથાસ્તુ.

ભાવનગર

હેમંતકુમાર વૈદ્ય



## વ્હાલસોયા "માસ્તર":



[૨૧]

શ્રી. મગનલાલ હરજીવનદાસ ગાંધી

આજથી ત્રિસેક વર્ષ પહેલાં હું મુંબઈમાં સ્કૂલમાં ભણતો હતો ત્યારે શ્રી. ખુશાલદાસભાઈનો મને પ્રથમ પરિચય થયો. કપોળ વિદ્યાર્થી મંડળ તે જમાનામાં બહુ લોકપ્રિય હતું અને સૌ વિદ્યાર્થીઓને મળવાનું એક અનન્ય સ્થળ હતું. મૅટ્રિક પછી અભ્યાસ કરવા માટે મારી શેઠ વરજીવનદાસ માધવદાસ કપોળ બોર્ડિંગમાં દાખલ થવાની તીવ્ર ઈચ્છા હતી પણ હું નીચેના ધોરણમાં અભ્યાસ કરતો હતો એટલે તુરત દાખલ થઈ શકાયું નહિ. ત્યારબાદ બે એક વર્ષે સને ૧૯૨૦ ની સાલમાં હું મૅટ્રિકની પરીક્ષા આપવાની તૈયારી કરી રહ્યો હતો. આગળ અભ્યાસ કરવો, કે કોઈ નોકરી શોધવી તેની વિમાસણમાં હતો. તેવામાં શ્રી. ખુશાલદાસભાઈનો મને એકાએક મેળાપ થયો. મારા અભ્યાસ માટે તેમણે પૂછપરછ કરી અને મૅટ્રિકની પરીક્ષામાં સારી રીતે પાસ થાઉં તો કપોળ બોર્ડિંગ સ્કૂલમાં દાખલ થઈ શકાશે તેમ તેમણે મને વચન આપ્યું. તે મુલાકાત હજુ મારા સ્મરણમાં તાજી છે. તેમણે તો અનેક

વિદ્યાર્થીને જેમ દાખલ કરાવ્યા હતા, તેમ સહજ મને પણ કહેલું. પણ તે વચને મને અત્યંત ઉલ્લાસિત કરેલો. મેટ્રિકના પરિણામ પછી હું તેમની પાસે ગયો તે વખતે તેઓ નિશાળના શિક્ષક મટી વેપારી બન્યા હતા અને પોતાની ઑફિસે કામ કરતા. પણ તેમનો વ્યવસાય વેપાર કરતાં વિદ્યાર્થીઓને મુલાકાતો આપવી અને તેમના અભ્યાસ માટે ગોઠવણ કરી આપવી તે જ હતો. શિક્ષક હતા તે દિવસથી તે વિદ્યાર્થીઓમાં "માસ્તર" તરીકે ઓળખાવા લાગ્યા. અને આજે માસ્તરના વ્હાલસોયા નામથી તેમને સૌ બોલાવે છે.

ભાઈશ્રી ખુશાલદાસભાઈએ તો સેંકડો વિદ્યાર્થીઓનાં જીવન ઉજ્જ્વળ બનાવ્યાં છે અને તેમના જીવનઘડતરમાં તેમણે કંઈને કંઈ ફાળો આપ્યો છે. પણ હું માનું છું કે મારા વિદ્યાર્થીજીવનના ઘડતરમાં તેમનો ફાળો અનન્ય છે. તેનાં હજારો ચિત્રો આજે મારા સ્મરણપટ ઉપર તરી આવે છે પણ તેને યથાર્થ સ્વરૂપ આપવાની મારી શક્તિ નથી.

સને ૧૯૨૦માં તેઓ મને શેઠ વ. મા. કપોળ બોર્ડિંગ સ્કૂલના ટ્રસ્ટીઓ પાસે લઈ ગયા. મારા અભ્યાસની ખૂબ સ્તુતિ કરી મને સંસ્થામાં દાખલ કરાવ્યો. મારા અને મારા મિત્ર સ્વ. ગંગાદાસ માધવજી મહેતાના અભ્યાસ માટે સ્કૉલરશીપની ખાસ વ્યવસ્થા કરાવી. પહેલી લડાઈ પછી મોંઘવારી સખ્ત વધી ગઈ હતી અને સૌ વિદ્યાર્થીઓ તરીકે અમે ખર્ચ સારી રીતે કરતા. તે બધા માટે તેમણે મહેનત કરીને ગોઠવણ કરાવી આપી. પોતે તે વખતે બોર્ડિંગના ઑનરરી સેક્રેટરી હતા અને લગભગ દરરોજ સંસ્થામાં આવતા. સંસ્થાનું સંચાલન કરવાની તેમની રીત પણ વિશિષ્ટ હતી. જે સંસ્થામાં પોતે બાળપણથી દાખલ થયા હતા, જેમાં પોતાનો

બધો અભ્યાસ કર્યો હતો, તેના મંત્રી તરીકે પણ તેઓ વિદ્યાર્થી તરીકે જ વર્તતા અને હજુ પણ તેમ જ કરે છે. અમારા વખતમાં તો અમે દરરોજ તેમની સાથે તીવ્ર વાદવિવાદ કરતા, અનેક મતભેદો ઉપસ્થિત થતા અને તેમાં તેમને કસુરવાન ગણી તેમની સાથે રિસાતા, લડતા, પણ તેમણે કદી તે માટે માઠું લગાડ્યું હોય કે કોઈને ખાસ ઠપકો આપ્યો હોય તેવું મારા સ્મરણમાં નથી.

સને ૧૯૨૧ની સાલમાં અમે કપોળ બોર્ડિંગ સ્કૂલનો રજત મહોત્સવ ઊજવ્યો. મહિનાઓ સુધી આ સમારંભ માટે તૈયારી કરી અને માધવબાગમાં તે યાદગાર સમારંભમાં માસ્તર સાહેબે એક સુંદર ભાષણ કર્યું. જે સંસ્થાની સ્થાપનાથી પચ્ચીસ વર્ષ સુધી તેમણે પોતાના ઘર કરતાં પણ વધારે સંબંધ રાખ્યો હતો તેનો એટલો ઉત્કર્ષ જોઈ તેમનો ઉલ્લાસ માતો ન હતો. તે વખતે સંસ્થાનાં પચ્ચાસ વર્ષ પૂરાં થાય ત્યારે તે કેવી હોવી જોઈએ તેના સ્વપ્નનો કંઈક ખ્યાલ આપ્યો હતો. બીજાં પચ્ચીસ વર્ષ પણ વહી ગયાં અને સસ્થાનો સુવર્ણ મહોત્સવ ગયે વર્ષે જ્યારે ઉજવાયો ત્યારે તે જ અને તેવા જ ખુશાલદાસભાઈ બધા વિદ્યાર્થીઓ સાથે સતત યુવાન હોય તેમ દેખાતા હતા.

વિદ્યાર્થીઓના સતત સંપર્કને લીધે કે ગમે તેમ, પણ શ્રી ખુશાલદાસભાઈ વૃદ્ધ થયા જ નથી, યુવક જ રહ્યા છે.

૧૯૨૧માં બોર્ડિંગની સિલ્વર જ્યુબિલીના ઉત્સાહમાં વિદ્યાર્થીઓએ કપોળ યુવક મંડળ સ્થાપવાનો વિચાર ઉપાડ્યો અને જ્ઞાતિ માટે એક માસિક કાઢવાનો નિશ્ચય કર્યો. ખુશાલદાસભાઈની આગેવાની નીચે અનેક પ્રાથમિક સભાઓ બોર્ડિંગ સ્કૂલમાં ભરાઈ અને કપોળ યુવક મંડળ સ્થપાયું. 'કપોળ અને કપોળ મિત્ર'

માસિકનો જન્મ થયો અને તેનું તંત્રીપદ માસ્તર સાહેબે સ્વીકાર્યું. તે વખતે ખુશાલદાસભાઈની પ્રવૃત્તિ વિદ્યોત્તેજક કાર્યો અને મુખ્યત્વે કપોળ જ્ઞાતિ પૂરતી હતી.

પણ તે માસિકના તંત્રી તરીકે તેમણે તેને પોતાના વિચારો પ્રદર્શિત કરવાનું અને પોતાની પ્રિય પ્રવૃત્તિઓ વિકસાવવાનું સુંદર સાધન બનાવ્યું. તેમનો ઘણો ખરો વખત તે વખતે આ માસિક ચલાવવામાં જતો. લેખો લખવા લખાવવા, છપાવવા, તેનાં પ્રૂફો સુધારવાથી માંડીને તેનાં ઠેકાણાં લખવાં : તે બધી પ્રવૃત્તિઓ પોતે હોંસથી કરતા અને અમે વિદ્યાર્થીઓ તેમને મદદ કરવા બંધાએલા હતા. પણ એક પછી એક સૌ કંટાળ્યા, પરંતુ ખુશાલદાસભાઈએ તો 'કપોળ અને કપોળ મિત્ર'ને એવું ને એવું ચેતનવંતું રાખ્યું છે. તે તેમની સતત કાર્ય કરવાની રીતની સાક્ષી પૂરે છે.

જે કામ હાથ ધરવું તે કોઈ પણ સંજોગોમાં પાર પાડવું અને તે માટે ગમે તેટલો ભોગ આપવો પડે તો આપવો તેવું પોતાના પ્રિય વિષય માટે આત્મવિલોપન કરવાનું ખુશાલદાસભાઈએ તેમની અનેક પ્રવૃત્તિથી બતાવી આપ્યું છે.

પચ્ચીસ વર્ષ પહેલાં ખુશાલદાસભાઈ જ્ઞાતિની જ પ્રવૃત્તિઓમાં રસ લેતા, અને જ્યારે અમે જુવાનીઆઓ તેમના ટૂંકા દૃષ્ટિબિન્દુ માટે તેમની સાથે લડતા ત્યારે જ્ઞાતિસેવા જ દેશસેવા છે તેમ વારંવાર સમજાવતા. પણ દેશના જાહેરજીવનમાં ભાગ લેવા માટે તેમના દિલમાં ઊંડી ઇચ્છા તો હતી જ એમ તો દેખાતું હતું. પોતે નાનપણથી કોંગ્રેસમાં ડેલીગેટ થઈને જતા અને ૧૯૨૧ના અસહકારના યુગમાં તો અમે બોર્ડિંગમાં તેમની સાથે અનેક વાગ્યુદ્ધમાં દરરોજ કલાકો ગાળતા. એક વખત કેટલાક મિત્રોએ

બધો અભ્યાસ કર્યો હતો, તેના મંત્રી તરીકે પણ તેઓ વિદ્યાર્થી તરીકે જ વર્તતા અને હજુ પણ તેમ જ કરે છે. અમારા વખતમાં તો અમે દરરોજ તેમની સાથે તીવ્ર વાદવિવાદ કરતા, અનેક મતભેદો ઉપસ્થિત થતા અને તેમાં તેમને કસુરવાન ગણી તેમની સાથે રિસાતા, લડતા, પણ તેમણે કદી તે માટે માઠું લગાડ્યું હોય કે કોઈને ખાસ ઠપકો આપ્યો હોય તેવું મારા સ્મરણમાં નથી.

સને ૧૯૨૧ની સાલમાં અમે કપોળ બોર્ડિંગ સ્કૂલનો રજત મહોત્સવ ઊજવ્યો. મહિનાઓ સુધી આ સમારંભ માટે તૈયારી કરી અને માધવબાગમાં તે યાદગાર સમારંભમાં માસ્તર સાહેબે એક સુંદર ભાષણ કર્યું. જે સંસ્થાની સ્થાપનાથી પચ્ચીસ વર્ષ સુધી તેમણે પોતાના ઘર કરતાં પણ વધારે સંબંધ રાખ્યો હતો તેનો એટલો ઉત્કર્ષ જોઈ તેમનો ઉલ્લાસ માતો ન હતો. તે વખતે સંસ્થાનાં પચ્ચાસ વર્ષ પૂરાં થાય ત્યારે તે કેવી હોવી જોઈએ તેના સ્વપ્નનો કંઈક ખ્યાલ આપ્યો હતો. બીજાં પચ્ચીસ વર્ષ પણ વહી ગયાં અને સસ્થાનો સુવર્ણ મહોત્સવ ગયે વર્ષે જ્યારે ઉજવાયો ત્યારે તે જ અને તેવા જ ખુશાલદાસભાઈ બધા વિદ્યાર્થીઓ સાથે સતત યુવાન હોય તેમ દેખાતા હતા.

વિદ્યાર્થીઓના સતત સંપર્કને લીધે કે ગમે તેમ, પણ શ્રી ખુશાલદાસભાઈ વૃદ્ધ થયા જ નથી, યુવક જ રહ્યા છે.

૧૯૨૧માં બોર્ડિંગની સિલ્વર જ્યુબિલીના ઉત્સાહમાં વિદ્યાર્થીઓએ કપોળ યુવક મંડળ સ્થાપવાનો વિચાર ઉપાડ્યો અને જ્ઞાતિ માટે એક માસિક કાઢવાનો નિશ્ચય કર્યો. ખુશાલદાસભાઈની આગેવાની નીચે અનેક પ્રાથમિક સભાઓ બોર્ડિંગ સ્કૂલમાં ભરાઈ ને કપોળ યુવક મંડળ સ્થપાયું. 'કપોળ અને કપોળ મિત્ર'

માસિકનો જન્મ થયો અને તેનું તંત્રીપદ માસ્તર સાહેબે સ્વીકાર્યું. તે વખતે ખુશાલદાસભાઈની પ્રવૃત્તિ વિદ્યોત્તેજક કાર્યો અને મુખ્યત્વે કપોળ જ્ઞાતિ પૂરતી હતી.

પણ તે માસિકના તંત્રી તરીકે તેમણે તેને પોતાના વિચારો પ્રદર્શિત કરવાનું અને પોતાની પ્રિય પ્રવૃત્તિઓ વિકસાવવાનું સુંદર સાધન બનાવ્યું. તેમનો ઘણો ખરો વખત તે વખતે આ માસિક ચલાવવામાં જતો. લેખો લખવા લખાવવા, છપાવવા, તેનાં પ્રૂફો સુધારવાથી માંડીને તેનાં ઠેકાણાં લખવાં : તે બધી પ્રવૃત્તિઓ પોતે હોંસથી કરતા અને અમે વિદ્યાર્થીઓ તેમને મદદ કરવા બંધાએલા હતા. પણ એક પછી એક સૌ કંટાળ્યા, પરંતુ ખુશાલદાસભાઈએ તો 'કપોળ અને કપોળ મિત્ર'ને એવું ને એવું ચેતનવંતું રાખ્યું છે. તે તેમની સતત કાર્ય કરવાની રીતની સાક્ષી પૂરે છે.

જે કામ હાથ ધરવું તે કોઈ પણ સંજોગોમાં પાર પાડવું અને તે માટે ગમે તેટલો ભોગ આપવો પડે તો આપવો તેવું પોતાના પ્રિય વિષય માટે આત્મવિલોપન કરવાનું ખુશાલદાસભાઈએ તેમની અનેક પ્રવૃત્તિથી બતાવી આપ્યું છે.

પચ્ચીસ વર્ષ પહેલાં ખુશાલદાસભાઈ જ્ઞાતિની જ પ્રવૃત્તિઓમાં રસ લેતા, અને જ્યારે અમે જુવાનીઆઓ તેમના ટૂંકા દૃષ્ટિબિન્દુ માટે તેમની સાથે લડતા ત્યારે જ્ઞાતિસેવા જ દેશસેવા છે તેમ વારંવાર સમજાવતા. પણ દેશના જાહેરજીવનમાં ભાગ લેવા માટે તેમના દિલમાં ઊંડી ઇચ્છા તો હતી જ એમ તો દેખાતું હતું. પોતે નાનપણથી કોંગ્રેસમાં ડેલીગેટ થઈને જતા અને ૧૯૨૧ ના અસહકારના યુગમાં તો અમે બોર્ડિંગમાં તેમની સાથે અનેક વાગ્યુદ્ધમાં દરરોજ કલાકો ગાળતા. એક વખત કેટલાક મિત્રોએ

તેમને મુંબઈ મ્યુનિસિપાલિટીની ચૂંટણીમાં ઊભા રહેવાનો બહુ આગ્રહ કર્યો. તેમને સમજાવવામાં મારો પણ કંઈક હિસ્સો હતો. ચૂંટણી માટે ઉમેદવારી નોંધાવવાને બહુ જ થોડા દિવસ હતા. કંઈ તૈયારીઓ તો હતી જ નહિ અને તે વખતે ચૂંટણીમાં જે મોટો ખર્ચ કરવો પડતો તેનો થોડો ભાગ પણ ખર્ચવાની ઈચ્છા હતી નહિ. મ્યુનિસિપાલિટીના જાહેરજીવનમાં પડવાની તેમની તમન્ના જાગી અને મ્યુનિસિપાલિટીમાં તેમની ઉમેદવારી નોંધાવવા માટે હું તેમની સાથે ગયો. અમલદારોને પણ આશ્ચર્ય થયું હશે કે છેલ્લે દિવસે ઉમેદવારી નોંધાવનાર આ વ્યક્તિ કાં ચૂંટણીના જંગથી અજાણ છે અથવા મહાત્વાકાંક્ષી છે. માત્ર એક મહિનામાં ખુશાલદાસભાઈએ વિશિષ્ટ રીતે એટલું બધું કામ કર્યું કે ચૂંટણીમાં તેમનો વિજય થયો તેટલું જ નહીં પણ સૌથી વધારે મતો મેળવ્યા. આ માટે તેમણે કોઈ જાહેરસભા ભરી નથી, કોઈ રીતસરનું ભાષણ કર્યું નથી. બીજા ઉમેદવાર અખત્યાર કરતા હતા તેવી ચૂંટણીની વ્યવસ્થા કરી નથી. માત્ર તેમની મૂંગી સેવાની કદર પ્રજાએ તેમને ચૂંટીને કરી હતી. શરૂના મ્યુનિસિપલ તંત્રમાં ખુશાલદાસભાઈએ બહુ ઉત્સાહભેર ભાગ લેવાનું શરૂ કર્યું. પોતે વિદ્યાના ઉત્તેજનમાં રસ લેનાર એટલે સ્કૂલ્સ કમિટીમાં પણ આવ્યા અને એક વખત તો એક દિવસમાં તેમની સાથે ફરીને મેં ત્રિસેક જેટલાં સ્કૂલોનાં મકાનો જોયાનું મને યાદ છે. પણ મ્યુનિસિપલ જીવન તેમની પ્રકૃતિને રૂચે એવું નથી તેમ તેમને તુરત જણાયું. અને થોડા જ વખતમાં મ્યુનિસિપાલિટીના સભ્ય તરિકે તેમનો ઉત્સાહ ઓછો થઈ ગયો. અને તેઓ ફરી ચૂંટણીમાં રહ્યા નહિ.

તમની પ્રિય પ્રવૃત્તિ વિદ્યાર્થીઓને અભ્યાસમાં મદદ કરવા, કરાવવામાં, કેળવણીની સંસ્થાઓ સ્થાપવામાં અને તેને માટે ફંડફાળાઓ ભેગાં કરવામાં હંમેશાં રહી છે અને તે કાર્ય તેમણે અત્યંત નિઃસ્વાર્થ વૃત્તિથી અને મોટા આત્મભોગથી કર્યું છે.

સને ૧૯૨૪ માં હું બી.એ. થયો. કૉલેજમાં મને ફેલોશીપ મળી. ગ્રેજ્યુએટ થયા પછી વિદ્યાર્થીઓને સંસ્થામાં રહેવા દેવાનો નિયમ ન હતો. મારો ઉચ્ચ અભ્યાસ સરળ કરી દેવા ખાતર તેમણે તે નિયમમાં ફેરફાર કરાવ્યો. પોતે ગૃહપતિ હતા તે સ્થાન તેમણે મારા માટે છોડયું અને હું જ્યારે એમ.એ.માં પ્રથમ વર્ગમાં પાસ થયો ત્યારે તેમણે ઘણા આનંદથી મારું બહુમાન કરાવ્યું. ત્યાર પછી ઉચ્ચ કેળવણીનો પ્રચાર કરવો તે તો તેમને મન એક રટણ થઈ પડયું અને સંખ્યાબંધ વિદ્યાર્થીઓ કદાચ તેમની સહાનુભુતિ સિવાય કોઈ દિવસ પરદેશ જઈ ઉચ્ચ અભ્યાસ કરી શકત નહિ તેમને તેમણે સહાય કરી અને વિદ્યાર્થીઆલમમાં મશહૂર થયા.

વિદ્યાભ્યાસ પ્રત્યેનો તેમનો પ્રેમ કેળવણીની સંસ્થાઓ સ્થાપવામાં તરી આવે છે. આજથી વિશેક વર્ષ પહેલાં જાફરાબાદમાં તેમણે સારી હાઈસ્કૂલ સ્થાપવાનો વિચાર હાથ ધર્યો. હાઈસ્કૂલ સ્થાપીને ચલાવવાનું કામ ઘણું મુશ્કેલ હતું પણ તેમણે તે બીડું ઝડપ્યું. કેળવણી ઉત્તેજક મંડળ સ્થાપ્યું, ફંડ ઊભું કર્યું, શાળા સ્થાપી, કુશળ શિક્ષકો મેળવ્યા અને સુંદર હાઈસ્કૂલ ઊભી કરી, જ્યાં તેમના મિત્રો અને પ્રશંસકોએ ઊભી કરેલી તેમની આરસની પ્રતિમા હજુ પણ આત્મસંતોષનું હાસ્ય હસી રહી છે.

જાફરાબાદની શાળાના સફળ સર્જન પછી તો તેમણે પોતાની પ્રવૃત્તિ વધુ જોસભેર ચાલુ રાખી છે. અને તેમની મદદથી

કેળવણી અને વૈદકીય રાહતની અનેક સંસ્થાઓ હસ્તીમાં આવી છે. ફંડો એકઠાં કરવાં તે તો તેમને મન રમત થઈ છે. અને જાદુની જેમ કોઈપણ સારા કામ માટે તેઓ ફંડ મેળવી શકે છે. તે જન-સમાજમાં તેમને માટેનાં માન અને વિશ્વાસની પ્રતીતિ કરાવે છે.

માસ્તર સાહેબની છેલ્લાં ત્રીસ વર્ષની અનેકવિધ પ્રવૃત્તિઓ યાદ આવે છે ત્યારે स्वसुखनिरभिलाषः खिद्यसे लोक हेतोः એમ કહેવાનું મન થઈ જાય છે.

મગનલાલ દ. ગાંધી



## લાખનમેં એક :

[૨૨]

શ્રી. ગોકુલદાસ દ્વારકાદાસ રાયચુરા

લાખ માનવીઓની સંખ્યામાં જેને જોઈને આપણે કંઈ વિશિષ્ટતા અનુભવીએ એવા માનવી તો લાખે એકાદ માંડમાંડ જોવા મળે.

શ્રી. ખુશાલદાસભાઈને વર્ષો પહેલાં જ્યારે પ્રથમ 'કપોળ મિત્ર'ના તંત્રી તરીકે જોયા ત્યારે કંઈક એવો જ ભાવ અનુભવેલો, કે આ કોઈ સામાન્ય વ્યકિત નથી પણ સો લાખનમેં એક એ લોકવેણ સાચાં પાડે એવી વિરલ વિભૂતી છે.

અને વર્ષોના અનુભવ પછી પ્રથમ મિલને જે ભાવ અનુભવ્યા હતા એ સાચા પડ્યા.

આજે ખુશાલદાસ પારેખ એ નામ પડતાં જ કોઈ વિશિષ્ટ વસ્તુ, કોઈ વિશિષ્ટ વાત, કોઈ વિશિષ્ટ ભાવ દિલમાં પ્રગટ થાય છે. અને એમની સાથે ફરતાં, વસતાં, કામ પાડતાં ગૌરવ થાય કે આપણે જેમની સાથે અત્યારે છીએ એ માનવી માનવસમૂહમાં ભાત પાડે તેવાં અનેક વિશિષ્ટ તત્ત્વો ધરાવે છે.

ખરેખર એમની રોજની જીવનચર્યા-દિનચર્યા કોઈ ગૃહસ્થી સાધુ હોય એવી જોનાર પર છાપ પાડે છે.

એમનો પથારી આગળનો ટેલિફોન સૂર્યોદય પહેલાં જાગે. ઉષાના-આગમન પહેલાં એ ટેલિફોનની ઘંટડી રણઝણે, કોઈના સગપણનું કામ હોય, કોઈના શિક્ષણની વ્યવસ્થા કરવાની હોય, કોઈનાં દર્દ દૂર કરવાની વાતો હોય, કોઈના ધંધાની વ્યવસ્થા સાચવવાની હોય, કોઈને દાન દેવામાં સલાહ મેળવવી હોય, કોઈ ને સહાય લેવામાં સહાય મેળવવી હોય–આમ અનેક પ્રકારના ટેલિફોન રણઝણતા આપણે સાંભળીએ ત્યારે જરૂર ખાત્રી થઈ જાય કે લાખમાં આવો ગૃહસ્થી સાધુ માંડ એકાદ મળી આવે.

સ્વ. સર પટ્ટણીના એક કાવ્યની કડીઓ અમર થઈ ગઈ છે. આ રહી થોડી એની વાનગી :

> સ્નેહ તણી નદીઓ અહીં વહે છે,
> આપ પીઓ ને પીવાડી લીઓ;
> અમૃત સમ ભોજન અહિંયાં છે,
> આપ જમો ને જમાડી લીઓ.
> હોય પોતાની કને પર પાસે,
> આપી દીઓ જી અપાવી દીઓ.
> કીર્તિ કરી પ્રભુ નામને સતાર,
> આપ તરો ને તરાવી લીઓ.

ખુશાલદાસભાઈએ આ કંડીકાઓ જીવી બતાવી છે એ એમના જીવનની વિશિષ્ટતા છે.

> હોય પોતાની કને પર પાસે,
> આપી દીઓ જી અપાવી દીઓ.

આ પ્રકારનું જીવન આપણામાંથી કેટલા અને કોણ કોણ જીવીએ છીએ?

ખુશાલદાસભાઈએ નહિ નહિ તો આજ દિવસ સુધીમાં પચાસ લાખ રૂપિયા સખાવતમાં અપાવ્યા છે. એ સખાવત શરૂ થઈ છે કપોળ જ્ઞાતિથી, પણ એ ત્યાં અટકી ગઈ નથી. એ સખાવતે આજે સાર્વજનિક સ્વરૂપ પકડ્યું છે.

કપોળ જાતિ ભાગ્યવંત છે કે આવા લાખે માંડમાંડ એક મળે એવા માનવીને એમણે સમાજ અને દેશને અર્પણ કરેલ છે. દેશના સાર્વજનિક જીવનના વિકાસમાં ખુશાલદાસભાઈનો જીવન-ફાળો જરૂર વિશિષ્ટ સ્થાન લેશે એવું ઉજ્જ્વળ ભવિષ્ય એમની રાહ જોતું ખડું છે.

વિદ્યાર્થીના પરમ મિત્ર, દુખિયાના સાચા બેલી અને દર્દથી પીડાતા માનવીના શાંતિદાતા તરીકે ખુશાલદાસભાઈ ખડા હોય ત્યારે એમની સેવાઓ સાચે સ્વરૂપે એમની આસપાસ પ્રગટી નીકળે છે. કંઈક કુટુંબ જીવનના એ વડીલ છે, કંઈક માર્ગ ભૂલેલાના એ સાચા રાહબર છે; કંઈક મૂંઝાતા માનવીઓની એ અજબ રાહત છે.

એ જ્યાં જાય છે ત્યાં આશ્વાસનનાં, આશાનાં, ઉત્સાહનાં અને શાંતિનાં ઝરણાં વહે છે.

આવા પુરુષ આપણા મિત્ર હોય, સ્નેહી હોય, સગા હોય, કુટુંબી હોય, જાતિબંધુ હોય ત્યારે આપણે આપણું એ પરમ ભાગ્ય સમજવું કે લાખોમાં એક ભાગ્યે મળે એવા વિશિષ્ટ પુરુષના હૈયામાં આપણું સ્થાન છે.

— ગોકુલદાસ દ્વારકાદાસ રાયચુરા



## કર્મવીર ખુશાલદાસ :

[ ૨૩ ]

શ્રી. કાલિદાસ વસનજી દવે

આજથી પચ્ચીસેક વર્ષો પહેલાં સેન્ડહર્સ્ટ રોડ પરના પોતાના દવાખાનામાં ડૉ પ્રાણજીવનભાઈ મહેતાએ શ્રી. ખુશાલદાસભાઈનો મને પ્રથમ પરિચય આપ્યો. તેમણે બે શબ્દો જ વાપરેલા: "ખુશાલદાસભાઈ એક સમાજસેવક અને પત્રકાર છે." ત્યાર પછીના મારા પરિચયે એક નવો શબ્દ તેમાં ઉમેરાવ્યો છે. "શ્રી ખુશાલદાસભાઈ એક કેળવણીકાર પણ છે." પવિત્ર અને શ્રીમાન કુટુંબમાં જન્મ હોવો એ જેટલું ગૌરવભર્યું છે, તેટલુ જ એ સ્થાન યશોજ્જ્વલ કાર્યોનું પ્રેરણાસ્થાન પણ બને છે.

શિક્ષણ જેવા જીવનઘડતરના વ્યવસાય પ્રત્યે આકર્ષાનાર વ્યક્તિનું માનસ સ્વાભાવિકતાએ જીવનવિકાસ વાંચ્છતું હોય છે. અભ્યાસના અંતે જીવનનો આરંભ તેમણે શિક્ષણનો વ્યવસાય સ્વીકારીને કર્યો, એ બહુ સૂચક ઘટના છે. થોડા સમય પછી તેમણે ભલે શાળામાંનું શિક્ષણનું કાર્ય ત્યજી દીધું પણ વસ્તુતઃ તો એ જ કાર્યને તેમણે બીજી પ્રવૃત્તિઓદ્વારા લંબાવ્યું અને વિકસાવ્યું છે.

કપોળજ્ઞાતિના મુખપત્રનું જવાબદારીભર્યું તંત્રીસ્થાન સ્વીકારીને તેઓ પત્રકાર બન્યા. પત્રકાર અને સમાજસેવકની પ્રવૃત્તિઓ ખરી રીતે કેળવણીનો પ્રચાર, વિસ્તાર અને વિકાસ કરનારી હોય છે. આજે તેમના લગભગ ૪૦ વર્ષો જેટલા લાંબા સમયની પ્રવૃત્તિઓમાં સમાજજીવનને ઉર્ધ્વગામી બનાવે તે પ્રવૃત્તિઓ અગ્રસ્થાને છે. શાળાઓ, છાત્રાલયો અને ઇસ્પિતાલો જેવી સંસ્થાઓ તેમની સેવાની ઘોષણા કરી રહી છે—તેમની સેવાનાં સ્મારકો બની રહી છે. સમાજજીવન સર્વ રીતે ત્યારે જ આરોગ્યભર્યું હોય, જ્યારે તેની દરેક વ્યક્તિ આરોગ્યભર્યું જીવન ગાળતી હોય. પરંતુ આજના સમયે સમાજ કેવી સ્થિતિમાં છે? માણસ પોતાની માણસાઈ ચૂક્યો છે એ હકીકત આજના સમયે દુઃખદ અને ભયંકર રીતે સાચી ઠરી છે. મહાભારતકાળથી તે મહાત્માજીના કૃતઘ્નવધના સમય સુધીનાં છ સાત હજાર વર્ષોની માનવતાની પ્રગતિ કેટલી? દ્રૌપદીનાં વસ્ત્ર ખેંચનારી વૃત્તિ આજ અલ્પાંશે પણ ઓછી થઈ છે? સોયની અણી જેટલી પણ પૃથ્વી ન આપનારની કેવળ અહમ્‌કેન્દ્રિ વૃત્તિ આજ બલવત્તર નથી બની લાગતી? ત્રણ લોકના રાજ્યની ઉપેક્ષા કરનાર અર્જુનવૃત્તિવાળી વ્યક્તિઓ આજે કેટલી છે? જગતની શાસન વ્યવસ્થામાં આવી વૃત્તિનો કેટલો પડઘો પડે છે? વૉટર્લૂથી 'સારાજેવો'—સુધીના ૧૮૧૪થી ૧૯૧૪ સુધીના—એક શતાબ્દિ જેટલા સમયમાં માનવતા એટલી નીચે ઊતરી કે તેણે કૈસરને સર્જ્યો; અને ૧૯૧૪થી ૧૯૩૯ સુધીના ૨૫ વર્ષની વૈજ્ઞાનિક પ્રગતિએ માનવતાને વધારે નીચે ઉતારી. તેનું પરિણામ હિટલર અને અણુબોમ્બ. સંસ્કૃતિના સંહારમાં, જે જે કાંઈ ભવ્ય અને વિભૂતિવાળું છે, તેના વિનાશમાં પ્રજાઓ પરસ્પર સ્પર્ધા કરવા

ઉદારતા અને ક્ષમાના ગુણો પણ તેમનામાં ઉત્કટપણે વસે છે. તેમનાં કાર્યોમાં વિઘ્ન નાખનાર, તેને હાનિ પહોંચાડનાર અને તેને નિષ્ફળ બનાવવા પ્રયત્ન કરનારને પણ શ્રી. ખુશાલદાસે ઉદારતા અને ક્ષમા બતાવી છે. સાચા બ્રાહ્મણત્વના આવી રીતે તેઓ દ્યોતક બન્યા છે.

કપોળજ્ઞાતિમાં શ્રી. ખુશાલદાસ એક ઘરગથ્થુ નામ બની ગયા છે. આશરા વિનાના કોઈપણ કપોળયુવકને વિદ્યાભ્યાસની સગવડ, ત્યારપછી તેના ઘરસંસારની સગવડ, તેના ધંધા કે નોકરીની સગવડ અને માંદગીમાં માવજતની સગવડ કરી આપતા શ્રી. ખુશાલદાસને જોવામાં આવ્યા છે. અરે, અંત્યેષ્ટિ સંસ્કારની સગવડ પણ તેમણે કરી છે. કપોળકોમનું એકપણ ઘર એવું નહિ હોય, કે જ્યાં ખુશાલદાસનું નામ ન પહોંચ્યું હોય.

શ્રી. ખુશાલદાસ એક વ્યક્તિ મટીને સંસ્થા બન્યા છે. આ ચાલીસ વર્ષ જેટલા સમયમાં તેમણે કેટલાયે યુવાનોને આકર્ષ્યા છે, અને તેઓનું પ્રેરણાસ્થાન તે બન્યા છે. પત્રકાર, સમાજસેવક અને કેળવણીકાર ખુશાલદાસ તેમનાં કાર્યોમાં અમર છે.

કાલિદાસ વ. દવે



ઉદારતા અને ક્ષમાના ગુણો પણ તેમનામાં ઉત્કૃષ્ટપણે વસે છે. તેમનાં કાર્યોમાં વિઘ્ન નાખનાર, તેને હાનિ પહોંચાડનાર અને તેને નિષ્ફળ બનાવવા પ્રયત્ન કરનારને પણ શ્રી. ખુશાલદાસે ઉદારતા અને ક્ષમા બતાવી છે. સાચા બ્રાહ્મણત્વના આવી રીતે તેઓ દ્યોતક બન્યા છે.

કપોળજ્ઞાતિમાં શ્રી. ખુશાલદાસ એક ઘરગથ્થુ નામ બની ગયા છે. આશરા વિનાના કોઈપણ કપોળયુવકને વિદ્યાભ્યાસની સગવડ, ત્યારપછી તેના ઘરસંસારની સગવડ, તેના ધંધા કે નોકરીની સગવડ અને માંદગીમાં માવજતની સગવડ કરી આપતા શ્રી. ખુશાલદાસને જોવામાં આવ્યા છે. અરે, અંત્યેષ્ઠિ સંસ્કારની સગવડ પણ તેમણે કરી છે. કપોળકોમનું એકપણ ઘર એવું નહિ હોય, કે જ્યાં ખુશાલદાસનું નામ ન પહોંચ્યું હોય.

શ્રી. ખુશાલદાસ એક વ્યક્તિ મટીને સંસ્થા બન્યા છે. આ ચાલીસ વર્ષ જેટલા સમયમાં તેમણે કેટલાયે યુવાનોને આકર્ષ્યા છે, અને તેઓનું પ્રેરણાસ્થાન તે બન્યા છે. પત્રકાર, સમાજસેવક અને કેળવણીકાર ખુશાલદાસ તેમનાં કાર્યોમાં અમર છે.

કાલિદાસ વ. દવે



## શ્રી. ખુશાલદાસભાઈનો સેવાયોગ :



[૨૪]

શ્રી. પરમાણંદ કુંવરજી કાપડીઆ

શ્રી. ખુશાલદાસ કુરજી પારેખનું નામ માત્ર કપોળ કોમમાં જ નહિ પણ મુંબઈના સૌરાષ્ટ્રવાસીઓમાં તેમ જ સૌરાષ્ટ્રતળમાં એટલું બધું જાણીતું છે કે તેમનો પરિચય આપવાની ભાગ્યે જ જરૂર લેખાય. તેમની આજ સુધીની અનેકવિધ સેવાઓની કદરરૂપે તેમના સ્વજનો, મિત્રો અને પ્રશંસકો પાસેથી થોડી થોડી રકમો એકઠી કરીને તેમને એક થેલી આપવા માટે આજથી આઠેક મહિના ઉપર શેઠ પ્રાણલાલ દેવકરણ નાનજીના પ્રમુખપણા નીચે એક સમિતિ નીમવામાં આવી હતી. આ હિલચાલ શરૂ કરવામાં આવી ત્યારે તે હિલચાલના પ્રયોજકોની કલ્પના બહુ બહુ તો એક લાખ રૂપીઆ સુધી પહોંચવાની હતી. તેના બદલે તે થેલીમાં આજે અઢી લાખ જેટલી શાનદાર રકમ ભરાઈ ચૂકી છે અને આ રકમ ભરનારમાં કપોળ કોમની બહારની પણ અનેક વ્યક્તિઓ છે. આ હકીકત જ તેમની અસાધારણ લોકપ્રિયતાનો કાંઈક ખ્યાલ આપવા માટે પૂરતી છે. શ્રી. ખુશાલદાસભાઈ કોઈ મોટા

સત્તાસ્થાન ઉપર બેઠા હત તો એમ પણ માનવાને કારણ મળત કે આગામી લાભના લોભે કે પોતાને થયેલા લાભના ઋણસ્વીકાર તરીકે કેટલીક વ્યક્તિઓએ મળીને આ રકમ કાઢી આપી હશે. પણ આવું કશું પણ ખુશાલદાસભાઈ માટે કહી શકાય તેમ છે જ નહિ. તો પછી એવું તો ખુશાલદાસભાઈમાં શું છે કે જેને લીધે તેઓ પોતાની કપોળ કોમનો તેમજ અન્ય કોમના આગેવાન ગૃહસ્થોનો, શ્રીમંતોનો તેમજ સામાન્ય સ્થિતિના માણસોનો આટલો બધો ચાહ, આદર, સદ્ભાવ પ્રાપ્ત કરી શકયા છે? આ સ્વાભાવિક સમસ્યાનો આપણે અહિં થોડોએક વિચ્છેદ કરીએ.

શ્રી. ખુશાલદાસભાઈનું સેવા તરફનું સ્વાભાવિક વલણ તેમના જીવનના પ્રારંભકાળથી પ્રગટ થતું આવ્યું છે. પોતે મુંબઈની જે કપોળ બોર્ડિંગમાં રહીને ભણ્યા તેજ બોર્ડિગના તેઓ ૧૯૦૭ માં ગૃહપતિ થયા. સાથે સાથે કપોળ સ્ટુડન્ટસ્ યુનિયન તેમણે ઊભું કર્યું, અને ૧૯૦૮ માં એટલે કે ૨૩ વર્ષની ઉંમરે તેમણે પોતાના સહાધ્યાયી શ્રી. જગજીવનદાસ નારાયણદાસ મહેતાના સહયોગ-પૂર્વક અમરેલીમાં કપોળ વિદ્યાત્તેજક ફંડની અને ૧૯૦૯ માં કપોળ બોર્ડિગ સ્કૂલની સ્થાપના કરી. એ જ અરસામાં મુંબઈમાં તેમણે ૧૯૦૮ માં 'કપોળ' માસિક શરૂ કર્યું અને ૧૯૦૯ માં કપોળ વસતિપત્રક તૈયાર કર્યું. આમ તેમની જે સેવાયોગની શરૂઆત થઈ તે સેવાયોગ તેઓ ગૃહસ્થાશ્રમી થયા, બી. એ., એલએલ. બી. થયા, કોઈ હાઈસ્કૂલમાં થોડો સમય શિક્ષક થયા, પછી કોઈની સાથે મળીને કમીશન એજન્ટનું કામ શરૂ કર્યું, અને સમયાન્તરે વીમાન એજન્ટ તરીકેનું કામ ઉપાડયું અને તેમાં ઠીક ઠીક કમાયા, એમ છતાં પણ ઉપર જણાવ્યો તે તેમનો સેવાયોગ અખંડપણે ચાલતો રહ્યો. એટલું જ નહિ પણ ઉત્તરોત્તર વિસ્તરતો રહ્યો. ૧૯૨૧ માં,

એટલે કે તેમની ૩૬ વર્ષની ઉમ્મરે તેમનાં પત્ની, બે પુત્ર અને એક પુત્રી મૂકીને ગુજરી ગયાં ત્યારબાદ નવો ગૃહસ્થાશ્રમ માંડવા માટે અનેક સગાંવહાલાંઓ તેમ જ મિત્રો તરફથી આગ્રહ હોવા છતાં તેમણે તે તરફ નજર સરખી પણ ન કરી અને છેલ્લાં કેટલાંક વર્ષથી તો તેઓ પોતાના વીમાના કામકાજથી તદ્દન ફારેગ થયેલા છે અને તેમણે પોતાનું સમગ્ર તન અને મન, અને જરૂર પડે ત્યાં ધન પણ વિવિધ સેવાકાર્યને જ અર્પણ કર્યું છે. સવારના વહેલાં ઊઠે ત્યારથી તે રાત્રે મોડા સૂએ ત્યાં સુધી તેમને બીજું કોઈ રટણ નથી. તેમના હાથે અથવા તેમની પ્રેરણાથી તેમ જ યોજક શક્તિથી કેટલીએ સંસ્થાઓ ઊભી થઈ છે; તેમને માથે પણ કેટલીયે સંસ્થાની જવાબદારી છે; આજે પણ આ સંસ્થા માટે આટલું ફંડ ભેગું કરવાનું છે, આ સંસ્થાની આટલી જરૂરીઆતને પહોંચી વળવાનું છે, આજે હવે આ નવી સંસ્થા ઊભી કરવાની જરૂર છે અને તે માટે આમને તેમ જ તેમને મળવાનું છે અને કોઈ હિસાબે બે મહિનામાં બે લાખ કે પાંચ લાખ એકઠા કરવાના છે—આ જ માત્ર તેમની ચિન્તા હોય છે અને આ જ માત્ર તેમનો વ્યવસાય હોય છે. તેમના કાર્યની શરૂઆત તેમણે કપોળ કોમના મર્યાદિત ક્ષેત્રમાં જ શરૂ કરી હતી અને આજે પણ જોકે તેમના હાથે અનેક સાર્વજનિક સંસ્થાઓ ઉદ્‌ભવ પામી છે તો પણ કપોળ કોમ જ મુખ્યત્વે કરીને તેમની લાગવગનું મોટું ક્ષેત્ર છે. કપોળ કોમ સ્વભાવથી ઉદાર છે. તેને શ્રીમન્તાઈ પણ વરેલી છે. તે કોમના શ્રીમાનોમાં સાર્વજનિક ભાવના પણ ભરેલી છે. આ શ્રીમાનોના દિલને સ્પર્શવાની શ્રી. ખુશાલદાસભાઈને કોઈ અદ્‌ભુત કળા સાંપડી છે. આ કળાના મૂળમાં તેમની નિઃસ્વાર્થ સેવાનિષ્ઠા રહેલી છે. વળી સાથેસાથે તેમનામાં અનુપમ પ્રાકૃતિક માધુર્ય ભર્યું છે. પરિણામે તેઓ જ્યાં જાય ત્યાં

સામાના દિલનો હાર્દિક આવકાર પ્રાપ્ત કરે છે, અને પોતાનું ધાર્યું સિદ્ધ કરીને પાછા ફરે છે. વળી જ્યારે પણ તેઓ કોઈપણ સંસ્થા માટે કોઈની પણ પાસે નાણાંની માગણી કરે છે ત્યારે સામાની પરિસ્થિતિ, વૃત્તિ, વલણ વગેરેથી તેઓ પૂરા વાકેફગાર હોય છે અને તેથી તેઓ એવી કુનેહથી વર્તે છે કે તેમના વિષે કોઈના દિલમાં કશો અણગમો તો પેદા થતો જ નથી. ખુશાલદાસભાઈ આવ્યા છે તો કોઈ સારા કામ માટે જ આવ્યા હશે એમ સમજીને તેમને સૌ કોઈ આવકારે છે અને તેમને સાંભળીને તેમની માગણીને પહોંચી વળવા સૌ કોઈ આતુરતા દાખવે છે, કારણ કે તેમની માગણી સામાની તાકાત અને સહજ વૃત્તિના માપથી હંમેશાં મપાયલી હોય છે.

આ જ તેમનો સેવાયોગ તેમને સતત પરિભ્રમણ કરાવે છે, તેઓ મહિનામાં પંદર દિવસ કાઠિયાવાડમાં જ હોય. આજે આ સંસ્થાનું ઉદ્ઘાટન છે, આવતી કાલે આ સંસ્થાનો વાર્ષિક મહોત્સવ છે, પછીના દિવસે અમુક સંસ્થાનું બંધારણ ઘડવા માટે અમુક સ્થળે એકઠા થવાનું છે—આમ એક સ્થળેથી બીજા સ્થળે તેઓ સતત ફરતા જ હોય છે. એક દિવસ તમે તેમને રાજકોટ જુઓ તો બીજા દિવસે ભાવનગર અને ત્રીજા દિવસે પાછા મુંબઈ તેઓ આવી પહોંચ્યા હોય. અને આ બધું પોતાના ખરચે અને હિસાબે. આજે હવે એરોપ્લેનનો યુગ છે, અઠવાડિયામાં આઠ જગ્યાએ ભમી વળવાનું છે. ખુશાલદાસભાઈ આ માટે સદા તૈયાર છે. તેમને કદી થાક નથી, તેમને કોઈ એશઆરામ જોઈતો નથી. આજે ૬૪ વર્ષની ઉંમરે પણ તેમનું શરીર પૂરું તંદુરસ્ત, ખડતલ અને માગો તે કામ આપે તેવું છે, અને શરીરને પંપાળવામાં તેઓ જરાપણ

માનતા નથી. બીજો કોઈ તેમને શોખ નથી કે રોકાણુ નથી. આવો એકાન્ત સેવાયોગ વિરલ જોવા મળે છે.

શ્રી. ખુશાલદાસભાઈ માત્ર જાહેર સંસ્થાઓનાજ પ્રેરક કે સંચાલક છે એમ નથી. એમનામાં ઊંડી પરોપકાર બુદ્ધિ છે. કોઈનું પણુ કામ કરી છૂટવું, કોઈને પણુ ઉપયોગી થવું એ એમની સાહજિક વૃત્તિ છે. તેમના માટે કોઈપણુ નાનું કામ નાનું કે અલ્પ મહત્ત્વનું નથી. કોઈ વિદ્યાર્થીને કશીપણુ અગવડ હોય, કોઈ કુટુંબને ભરણુપોષણુની મૂંઝવણુ હોય, કોઈ માંદો હોય અને ખુશાલદાસભાઈની ઉપયોગીતા હોય, આવે બધે ઠેકાણે ખુશાલદાસભાઈ પોતાથી થાય તે કરી છૂટવાના. કારણુ કે અન્યનાં દુઃખો માટે, આફતો માટે, તેમના દિલમાં દર્દ છે, ઊંડી સહાનુભૂતિ છે. **परोपकाराय सतां विभुतय:** એ સૂત્ર મુજબ ખુશાલદાસભાઈની સર્વ સંપત્તિ યા વિભૂતિ પરમાર્થ માટે છે. પોતાના કોઈ પરિચિત કુટુંબમાં ઝગડો ચાલતો હોય અને ખુશાલદાસભાઈને ખબર પડે તો તેઓ તરતજ દોડી જાય અને તે ઝગડો પતાવી આવે ત્યારેજ તેમને નીરાંત વળે. ન્યાતમાં–જાતમાં કોઈ જુવાન મરી ગયો છે, પાછળ વિધવા છે, બે સંતાન છે, મરનાર તો કાંઈ મૂકી ગયો નથી તો આની ચિન્તા ખુશાલદાસભાઈને વળગે. આ દાઝ—આ તમન્ના આજ આપણુને કયાં જોવા મળે તેમ છે? જે કોમમાં આવું નરરત્ન પાકેલ છે તે કોમને ધન્ય છે!

ખુશાલદાસભાઈ સમાજસુધારક પણુ છે. તેઓ એક કાળે વિધવાવિવાહને પોતાની કોમમાં મંજૂર કરાવવા માટે ઠીકઠીક લડેલા. તેમની કોમના આગેવાનોએ તેમના સામે એક વખત ઠપકાની દરખાસ્ત પણુ પસાર કરેલી જે પાછળથી પાછી ખેંચી લેવામાં આવેલી. પોતાની કોમનું આજના નવા વિચારોના ધોરણે વસ્થિત બંધારણુ કરવા માટે પણુ તેમણે ઠીકઠીક જહેમત

ઉઠાવેલી; જોકે આ મહેનતમાં તેમને કશી સફળતા મળી શકી નહિ. પણ આ બધું તેમના જીવનમાં પ્રમાણમાં ગૌણસ્થાને છે. સાધારણ રીતે તેમનું વલણ સમાધાનનું છે. સમાજમાં બંડ ઉઠાવીને પણ અમુક વિચારને વેગ આપવો એવી એક પ્રખર સુધારકની મનોદશા ખુશાલદાસભાઈને વરેલી નથી. સંયોગો વિચારીને સમાજને જેટલો આગળ લઈ જઈ શકાતો હોય એટલો લઈ જવો, કોઈપણ પ્રશ્ન ઉપર સમાજમાં મોટા ભાગલા પડવા ન દેવા અને પડ્યા હોય તો કોઈપણ સમાધાનની ભૂમિકા શોધીને સાંધવા પ્રયત્ન કરવો—સામાજિક બાબતો પરત્વે તેમનું સાધારણતઃ આવું વલણ છે.

ખુશાલદાસભાઈની બીજી પણ એક વિશેષતા ધ્યાનમાં લેવા જેવી છે. આટલી બધી સંસ્થાઓના પોતાને હસ્તક વહીવટો ચાલે, હજારો રૂપિયાની રકમ પોતાના હાથમાંથી પસાર થાય, પણ નામાઠામાની એટલી બધી ચોખવટ અને ચોક્કસાઈ કે આજ સુધીમાં તેમના હસ્તકનાં ખાતાંઓ સંબંધે પોતાના વિરોધીઓને પણ તેમની સામે કશું પણ કહેવાનું કારણ તેમણે આપ્યું નથી, કે એક પણ પાઈની આંચ આવવા દીધી નથી. અને આ બધી તેમની વિશેષતાઓ પાછળ સૌથી મોટી વિશેષતા તો તેમના શીલની છે, તેમના પવિત્ર ચારિત્ર્યની છે અને પરિણામે તેમના સ્વભાવમાં રહેલી પ્રેમમયતાની છે, નિખાલસ પ્રસન્નતાની છે. આપણે ગમે તેટલા ચિન્તામગ્ન હોઈએ, ગમગીન હોઈએ, પણ રસ્તામાં તેઓ સામા મળે અને હસતા મોઢે આપણને નામથી બોલાવે કે તુરત જ આપણે આપણી બધી ચિન્તા, દુઃખ બે ઘડી ભૂલી જઈએ. એમને તમારી પાસેથી પોતાની જાત માટે કશું લેવું નથી દેવું નથી. તમે સુખી છો ? એથી વિશેષ તેમને બીજું શું જોઈએ ? 'તમને

કશી અગવડ છે? હું તમારા માટે શું કરી શકું?' એમ તેઓ સહજ પૂછવાના અને શકય હશે તે કરી છૂટવાના તમે સાધનસંપન્ન છો એવો કાંઈક તેમને ખ્યાલ આવશે તો 'આ કામમાં તમે કાંઈક ન આપો?' એમ નરમાશથી તમને પૂછવાના અને તમારું મન નહિ દેખે તો પછી બીજી વાત શરૂ કરીને હસતા મોઢે છૂટા પડવાના તમને અમુક ઠેકાણે લાગવગ છે અને ત્યાં પોતાની અમુક સંસ્થા માટે ઉપયોગ છે એ ધ્યાનમાં આવ્યું તો તમને સાથે આવવા તેઓ વિનતિ કરવાના, અને તમે સાથે ગયા તો ઠીક, ન ગયા તો કાંઈ નહિ તેમનું બેઠા બાંધાનું શરીર અને કઢંગી ખાદીની ટોપી નીચે તેમનું ઝબકતું મોઢું, તેમની પ્રેમથી નીતરતી આંખો અને તે પાછળ ડોકિયાં કરતું જનતાની—પોતાની કોમની—સારા સમાજની—આધિ, વ્યાધિ, અને ઉપાધિ માટે સદા વ્યથિત રહેતું હૈયું આવા ખુશાલદાસ ભાઈને જોવા અને જાણવા એ જીવનની એક દૃષ્ટિ મેળવવા બરોબર છે

તેઓ કોઈ સાહિત્યપુરુષ નથી પોતાના કાર્ય પૂરતું વક્તૃત્વ તેમને સહજ સિદ્ધ છે વર્ષોથી તેઓ 'કપોળ અને કપોળ મિત્ર'ના તંત્રી છે, પણ તે માસિકનો મુખ્ય પ્રદેશ પોતાની કોમના પ્રશ્નો ચર્ચવા પૂરતો મર્યાદિત છે વાચનનો તેમને બહુ શોખ નથી લેખન પણ પોતાના કાર્યપ્રદેશ પૂરતું જ બુદ્ધિના પ્રદેશો ખેડવાનો તેમને કોઈ મોહ કે લગની નથી ભગવાને તેમને કરુણાપૂર્ણ હૃદય આપ્યું છે અને એ જ તેમની મોટી વિભૂતિ છે જ્ઞાનયોગ તરફ તેમનું વલણ નથી, ભક્તિયોગ તરફ પણ તેમને ઝોક નથી ક્રિયાકાંડના તેમને કોઈ બંધન નથી, વહેમો કે રૂઢિના બંધનોથી પણ તેઓ જકડાયેલા નથી કર્મયોગ અને એ પણ શુદ્ધ સામાજિક, ક સેવાને માર્ગે—આ તેમના જીવનનું ધ્રુવપદ છે તેમણે

કરેલી સેવાઓનો મોટો ભાગ કપોળ કોમને ફાળે જાય છે પણ તેથી તેમનું માનસ કોમી છે એમ કહી નહિ શકાય. તેમના કાર્યની શરૂઆત કપોળ કોમથી થઈ; કપોળ કોમે તેમને ઝીલ્યા અને અપનાવ્યા. તેમણે પોતાની કોમના શ્રીમાનોને ધીમે ધીમે સાર્વજનિક કાર્યો તરફ વાળ્યા અને પરિણામે અનેક બીનકોમી સાર્વજનિક સંસ્થાઓ–દવાખાનાં, પ્રસૂતિગૃહો, હાઈસ્કૂલો, વ્યાયામ મંદિરો વગેરે તેમની પ્રેરણાથી અને આયોજન કૌશલ્યથી ઉદ્ભવ પામ્યાં, ગતિમાન થયાં,

રાજકારણથી તો તેઓ સદાને માટે બુદ્ધિપૂર્વક અળગા જ રહ્યા છે અને આ તેમણે યોગ્ય જ કર્યું છે. દરેક માણસે પોતાની તાકાતનું માપ કાઢીને પોતાનું કાર્યક્ષેત્ર નક્કી કરવું જોઈએ અને આ કાર્યક્ષેત્ર નક્કી કર્યા બાદ વ્યવહારૂ જીવનમાં તેની મર્યાદા બરાબર જાળવવી જોઈએ. તો જ માણસ સંગીન સેવા આપી શકે અને પોતાના જીવનને સાર્થક બનાવી શકે. ખુશાલદાસભાઈએ આ રીતે પોતાની મર્યાદા આંકેલી છે,તેને વળગીને ચાલ્યા છે, અને તે રીતે જ તેમણે સમાજને આટલી મોટી સેવા આપી છે.

આજે અઢી લાખ રૂપીઆ જેવડી મોટી રકમ ખુશાલદાસભાઈને અર્પણ કરીને આપણો સમાજ કૃત્ય-કૃત્યતા અનુભવે છે અને આવા અનેક વિશિષ્ટ કોટિના કાર્યકર્તાની યોગ્ય કદર કરે છે. શ્રી. ખુશાલદાસભાઈ માટે પણ આ એક આનંદનો, અભિમાનનો, જીવનધન્યતા અનુભવવાનો શુભ અવસર છે. પણ સાથે સાથે તેમના પક્ષે વિચારીએ તો તેમના જીવનનું આ એક મહત્વનું સીમાચિહ્ન છે. કોઈ પણ સુજ્ઞ માનવી આવા પ્રસંગે આન્તરનિરીક્ષણ તરફ જ પ્રેરાય, આત્મસંશોધન તરફ જ વળે ને આત્મશકિતના સર્વતોમુખી વિકાસને ચિન્તવતો થાય. તેમણે જે શકિત સાધી છે, સેવાની તપશ્ચર્યા વડે જે પ્રતિષ્ઠા સંપાદન કરી

છે, અને નિઃસ્વાર્થ સમર્પણ વડે જે પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી છે તે સર્વનો હવે વધારે વ્યાપક સમાજને કેમ લાભ આપી શકાય એ રીતે તેમણે પોતાનાં શક્તિ સામર્થ્યનો ઉંડાણથી વિચાર કરવો ઘટે છે. કપોળ કોમ અને કાઠિયાવાડ એ તેમની સેવાનાં મુખ્ય ક્ષેત્રો છે. કાઠિયાવાડ આજે આઝાદ બન્યું છે, એક બન્યું છે. રાજાઓ અને રજવાડાઓ, દિવાનો અને કારભારીઓ વિસર્જિત થયા છે. આપણા જ સાથીઓ અને પ્રજાસેવકો સત્તાસ્થાનો ઉપર આરૂઢ થયા છે. સૌરાષ્ટ્રની પ્રજા આજે અનેક હાડમારીઓ અને યાતનાઓમાથી પસાર થઈ રહી છે. રાજ્યસત્તા અને પ્રજા વચ્ચે કામ કરી શકે એવા શક્તિશાળી અને પ્રામાણિક સમાજસેવકોની આજે ખૂબ જરૂર છે. આજસુધી રાજાઓને અને દિવાનોને રીઝવીને પરોપકારનાં કાર્યોમાં શ્રી. ખુશાલદાસભાઈ જોઈતી અનુકૂળતા સાધતા આવ્યા છે. આજની નવી પરિસ્થિતિમાં સમસ્ત કાઠિયાવાડની પ્રજાની કલ્યાણસાધના કરવાની તક શ્રી. ખુશાલદાસભાઈ સામે ઊભી છે. સત્તાસ્થાન ઉપર આજે જેઓ આરૂઢ થયા છે તેમને ખુશાલદાસભાઈ પ્રત્યે ખૂબ આદર છે. અનેક હાડમારીઓ, આફતો અને અગવડોથી અકળાયલી પ્રજાને સાચી અને સંગીન રાહત પહોંચાડવાના કાર્ય તરફ શ્રી. ખુશાલદાસભાઈ વળે અને સમસ્ત પ્રજાના એક નાના કે મોટા ભીડભંજક બને એવી આ પ્રસંગે તેમને મારી પ્રાર્થના છે. આ ભાવનાપૂર્વક શ્રી. ખુશાલદાસભાઈને આ શુભ પ્રસંગે મારા અન્તરની અંજલિ આપું છું અને કૃતાર્થતા અનુભવું છું.

પરમાણંદ



## શ્રી. ખુશાલદાસભાઈ : શિક્ષકમાંથી સાચાસમાજસેવક :

[૨૫]

શ્રી. મોહનલાલ વીરજીભાઈ પટેલ

ખુશાલદાસભાઈએ પોતાના વિદ્યાભ્યાસ પછી શિક્ષક તરીકે જીવનની શરૂઆત કરેલી. પોતાના વિદ્યાભ્યાસમાં ભોગવેલી અગવડો બીજા વિદ્યાર્થીઓને ન ભોગવવી પડે તે ઉદ્દેશથી મુંબઈમાં પોતાની જ્ઞાતિની કપોળ બોર્ડિંગ વિકસાવવા શરૂઆત કરી. ત્યારબાદ દેશમાં રહીને પણ વિદ્યાર્થીઓ ઓછા ખર્ચે અંગ્રેજી શિક્ષણનો લાભ મેળવી શકે તે માટે તેમના તથા શ્રી. જગજીવનદાસ નારાયણ મહેતા અને શ્રી. જેઠાલાલ વનમાળીદાસના પ્રયાસથી મુંબઈ બહાર પ્રથમ અમરેલી કપોળ બોર્ડિંગની સ્થાપના અને તેનો વિકાસ કરવામાં આવ્યો. તેઓના સાચી દિશામાં થયેલા જ્ઞાતિસેવાના આ કાર્યનું અનુકરણ કરી બીજી જ્ઞાતિઓના કાર્યકરોએ પણ અમરેલીમાં જુદી જુદી બોર્ડિંગો સ્થાપી. આજે દેશની પલટાયલી પરિસ્થિતિમાં આવી કોમી સંસ્થાઓ અનિચ્છનીય બની છે અને દેશના સંગઠન અને ઐક્યમાં આડખીલીરૂપ જણાવા લાગી છે. પણ જ્યારે દેશનો સર્વ દિશામાં ઉદય થઈ રહ્યો છે અને સમુદ્રમાં

નદીઓ ભળી જાય એ પ્રમાણે દેશના નાના મોગ છસો રાજ્યો પણ સ્વતંત્ર હિંદમા ભળી જઈ અદૃશ્ય બન્યા છે તેમ આવી કોમી સંસ્થાઓ પણ સમાજની એકતાની દૃષ્ટિએ થોડા વખતમા એક બીજામા નહીં ભળી જાય એમ કેમ મનાય ? પ્રભુકૃપાથી આ કોમી સંસ્થાના સ્થાપકો જ આ દિશામા પહેલ કરશે એવી આશા અસ્થાને ન જ ગણાય

દેશની ઊછરતી પ્રજાને શિક્ષણ મેળવવામા સહાય કરવી અને તેઓને અભ્યાસ બાદ ધંધે ચડાવવામા મદદ કરવી એ પણ એક પ્રકારની ઉમદા સેવા છે એમ ખુશાલદાસભાઈએ પોતાના જીવનનુ સૂત્ર બનાવી ત્રણચાર દસકા થયા વિદ્યાર્થીઓને સ્કૂલ અને કૉલેજની ફી, પુસ્તકો વગેરેની મદદ તથા સ્કોલરશીપો વગેરે મેળવી આપી અનેક વિદ્યાર્થીઓના જીવન ઉજ્જ્વલ બનાવ્યા છે અને તેઓ મારફત તેઓના કુટુંબોને તારી દીધા છે વળી તેમણે ઘણા યુવાનોને ધંધે લગાડવામા મદદ કરી જેને લીધે આજે તેઓ પોતપોતાના વેપાર રોજગારમા ખૂબ આગળ વધી શક્યા છે અને તે પૈકીના કેટલાક તો આજે મુંબઈ ઇલાકાના જાહેર જીવનમા મોખરે ઊભા રહી દેશની અનુપમ સેવા બજાવી રહ્યા છે જ્યારે વિદ્યાર્થીઓને પરીક્ષામા બેસવાની ફીના દસબાર રૂપિયા શક્તિ શાળી કાકા–મામા તરફથી મદદ તરીકે મળી શકતા ન હોય ત્યારે આવી સહાય મેળવી આપનાર પરોપકારી સજ્જનની કીંમત આવા વિદ્યાર્થીઓને થાય છે અને તેઓ જીવનભર તેમના ઉપકૃત બની જાય છે અનેક વિદ્યાર્થીઓને આ રીતે સહાય કરતા તથા તેઓને ધંધામા લગાડવારૂપી ખુશાલદાસભાઈની અનુપમ સેવાની કીંમત રૂપિયા આના પાઈમા કાઢી શકાય નહીં સેંકડો કુટુંબો આજે . મના ઉપર અતરની આશિષ વર્ષાવી રહ્યા છે

સેવા કરનાર મનુષ્યની પ્રતિષ્ઠા વધે છે તેમ તેમ તેમની સેવા-વૃત્તિની કક્ષા તથા આકાંક્ષા પણ વધતી જાય છે, તે ન્યાયે રા. ખુશાલદાસભાઈએ પોતાની જ્ઞાતિની બોર્ડિંગો અને બાલમંદિરો સ્થપાવી ન અટકતાં શિક્ષણની સાર્વજનિક સંસ્થાઓ સ્થાપવાની શરૂઆત કરી જ્ઞાતિસેવાના નાના ક્ષેત્રમાંથી બહાર નીકળી સમાજ-સેવાના બહોળા ક્ષેત્રમાં જોડાયા. જાફરાબાદની હાઈસ્કૂલ એ તેમના આવા પુરુષાર્થનું પહેલું પરિણામ છે. તે પછી બીજાં સ્થળોએ પણ સ્કૂલો, હાઇસ્કૂલો સ્થાપવામાં અથાગ મહેનત કરેલી છે અને આ સંસ્થાઓ સ્થાપવામાં જે જે વિદ્યાર્થીઓને તેમના તરફથી એક યા બીજા રૂપે સહાય મળેલી તેમણે, તેમની માગણી કરતાં પણ વધારે પૈસા તેમની ઝોળીમાં નાખેલ છે અને આજે ખુશાલભાઈ કોઈપણ શુભકાર્ય હાથ ધરે તો તે માટે તેમની માગણી પ્રમાણેની આર્થિક સહાય ઘણી સહેલાઇથી તેઓ મેળવી શકે છે.

અમરેલી (પોતાના વતનમાં) કપોળ બોર્ડિંગ સિવાય બીજી સેવા આપી શકેલ નહીં તે વાત તેમને તથા તેમના સ્થાનિક મિત્રોને ખૂંચતી હતી. અને તેથી જ્યારે સને ૧૯૪૨ માં અમરેલીમાં કેળવણી મંડળની સ્થાપના કરી એક સ્વતંત્ર અંગ્રેજી નિશાળ શરૂ કરવામાં આવી ત્યારે આ સ્કૂલની જવાબદારી તેમને સોંપવામાં આવી, તેના માટે એક કૉલેજ જેવું લાયક અને આલીશાન મકાન પણ તૈયાર કરાવ્યું અને છેવટે પોતાની સેવાની કલગી રૂપે પોતાની બધી માયા મૂડી જે રોકડ નહીં હતી પણ વીમાની પાલિસીના રૂપમાં હતી અને પોતાનાં સંતાનો માટે જે બચાવી શકયા હતા તે સર્વ આ કેળવણીયજ્ઞમાં પોતે હોમી દીધી અને સાચા મૂક સેવક બની ફકીરી ધારણ કરી લીધી. આ જાતનો ભોગ

આપનાર પિતા અને પુત્રો ક્વચિત જોવામા આવે છે આ પિતા અને પુત્રો બન્નેને ધન્યવાદ ઘટે છે આ સસ્થા પાછળ તેમણે પોતની મૂડી જ નહીં પણ પોતાનો આત્મા પણ તેમા રેડી દીધો છે તેમનો સ્વાર્થત્યાગ તેમ જ તેમના શરીરના, પૈસાના અને વખતના ભોગના પ્રતિક રૂપે જે કામ હાથ ધર્યું તેમા પ્રાણ પરોવીને પણ તે પાર પાડયુ આ તેમની મનોવૃત્તિઓના પ્રતિબિંબ રૂપે આજે આ સસ્થા ખડી છે

કેળવણીના ક્ષેત્ર ઉપરાત મુમ્બઈમા સર હરકીસનદાસ હૉસ્પિટલમા પણ તેમની સેવા ઓછી નથી અને હજારો દરદીઓને એ હૉસ્પિટલમા સારવારનો લાભ મેળવી આપી જનસમાજની ઉત્તમ સેવા બજાવી રહ્યા છે તેઓ કાઠિયાવાડમા પણ ક્ષયનુ હૉસ્પિટલ શરૂ કરવા તનતોડ મહેનત કરી રહ્યા છે અને થોડા સમયમા તેની શરૂઆત થતા કાઠિયાવાડના હજારો મનુષ્યો આ જીવલેણ રોગમાથી મુક્તિ મેળવવા ભાગ્યશાળી થશે જનસમાજની આ કરતા બીજી ઉત્તમ સેવા શી હોઈ શકે?

ખુશાલભાઈ એટલે સાચી સાદાઈનો નમૂનો પહેરવેશ પણ આજે ત્રણ દસકાઓ થયા એક જ જાતનો ખાવાપીવામા પણ ગમે તે ચાલે ખોરાક વિના દેહ ટકે નહીં માટે બપોરના જ્યા હાજર હોય ત્યા જમી લેવુ ઘરધણીના આમત્રણની પણ રાહ જોયા વગર બપોરનો સમય થયો ત્યા માગી લઇને પણ જમી કામગીરીમા ચડી જવામા ક્ષોભ નહીં સવારે સાત વાગે ઘર છોડવુ અને રાત્રિના દસ વાગે સૂવા ઘેર આવવુ પુત્રો, પુત્રવધૂઓ અને પૌત્ર પરિવાર છતા પણ તેઓ સાથે અઠવાડિયામા બે કલાક બેસી આનદ કરવાનો પણ વખત નહીં જે જે સસ્થાઓની શરૂઆત

કરી તેમની વ્યવસ્થા અને દેખરેખ માટે દર બબ્બે માસે મુંબઈથી પદરને પૈસે ધાડા કરવા અને લડાઈ અને લડાઈ પછીના સમયની રેલ્વેની હાડમારીઓ ભોગવવી, જેને જેને મળવાના સમયો નક્કી કર્યા હોય ત્યાં હંમેશાં વખતસર પહોંચી જવું, ફંડો ભેગાં કરવામાં તેમ જ તે ઉઘરાવવામાં જરાપણ માન અપમાન જેવું નહીં, કોઈ પૈસા ન ભરે તોપણ તેના માટે મનમાં જરાપણ રોષ રાખવો નહીં અને "દેવે ઈસિકા ભલા, ન દેવે ઈસકા ભી ભલા" એ સૂત્ર આચરણમાં મૂકયું. સંસ્થાઓ પોતે સ્થાપ્યા છતાં તેના સંચાલનમાં પોતાને કોઈ જાતની મમતા કે મોહ નહીં. સંસ્થાના પગારદાર માણસો સાથે પણ પોતાના કુટુંબીજનની માફક વર્તવું. આવા આવા અનેક ગુણોથી આજે તેમના પરિચયમાં જે જે આવ્યા છે તે બધા તેમના તરફ મુગ્ધ બની ગયા છે. અને તેમના તરફ સાચા દિલથી આકર્ષાઈ તેમનો હીરકમહોત્સવ ઊજવી રહ્યા છે. જે માટે તેમના મિત્રો તથા પ્રશંસકોએ અઢી લાખ રૂપિયા જેવી મોટી રકમ એકઠી કરી તે ઉત્સવના દિવસે તે રકમ તેમને ભેટ ધરવાના કોડ સેવી રહ્યા છે અને આ રીતે પણ એક સાચા મૂક સમાજસેવકની કદર કરવામાં અને ફકીરી ધારણ કરનારને સન્માનવામાં તેઓ પોતાને કૃતકૃત્ય સમજે છે એ ખરેખર યોગ્ય જ છે.

અમરેલી

મોહનલાલ વીરજીભાઈ



## શ્રી. ખુશાલદાસ કુરજી પારેખ :

●　　[૨૬]

બારોટ શ્રી. અંબાપ્રસાદભાઈ

મોંઘું રત્ન સૌરાષ્ટ્રનું રાજરત્નનર રત્ન
સમાજ સેવક ધન્ય તું, અનુપમ તારા યત્ન.
સમાજ ઉજ્જવળ તું થકી ઉજ્જવળ કુળ પરિવાર
અમરેલી ઉજળી કરી ઉજળા તુજ વિચાર.

જાફરાબાદ આબાદીમાં ખ્યાતિ છે,
ઉજળી આરસ પ્રતિમા વિરાજે
નામ ખુશાલ તું દાસ ખુશીલીનો,
કુંવર કુરજી તણો ભવ્ય છાજે.
ગરવી સૌરાષ્ટ્રમાં રત્ન કૈં થઈ ગયાં,
કૈંક થાતાં અને કૈંક થાશે
નામ મહિમા રૂડો આપનો યશનિધિ
આબાળ વૃદ્ધો જ ગાશે.
સુભગ સંસ્કારી તું પૂર્ણ વેવારી છું,
ત્યાગ ઊંચા ઊંચી ભાવનાઓ;
સિદ્ધ સેવક રૂડો, સર્વ સ્થળ શોભતો,
સાધતો શાંતિથી સાધનાઓ.

આજ સૌ સાથે મળી, સત્ય ઉચ્ચારતાં
મિત્ર મોંઘા સંબંધી બધાનો ;
સારથી સત્યનો, મહારથી ક્ષેત્રનો
મિષ્ટભાષી હૃદયનો તું દાનો.
દ્વેશ ને ક્લેશ તો અંગ રાખે નહીં,
વેણ કડવાં ઝીલે સ્નેહ સાથે,
'ગોર' 'માસ્તર' તણાં દિવ્ય સંબોધનો
સાર્થ છે આજ હાથે.
જ્ઞાન, આરોગ્યના વૃક્ષને સીંચતો,
અવનવા રોપ વાવે.
વૃક્ષને છાંયડે, ફળ ખાતા ઘણા
બિરદ માળી તણું યાદ આવે.
રમ્ય સેવાશ્રમો, દિવ્ય બાળાશ્રમો,
બેંક, બોર્ડિંગમાં કીર્તિ રાજે,
સ્મારક રચી આજ સૌ રાચતા,
જ્ઞાનનું વૃક્ષનું ચિનાર થાજે.
શત શરદ્ જીવજો, નામ તુજ દીપજો
ઝીલજો લોકકલ્યાણ ઝાઝાં,
અધિક ઉન્નત થજો, કુળકળા વાધજો
ક્યાંય પગલાં પડે નહીં જ પાછાં.

અંબાપ્રસાદ ખંડેરાવ બારોટ



## સેવાપ્રાણ ખુશાલદાસ તમને વૈશ્યત્વ સાચું વર્યું :

[૨૭]

અંધકવિ શ્રી. હંસરાજ

( શાર્દૂલવિક્રીડીત )

જન્મે દૈવી ગરીબી, શિક્ષક પછી, પ્રારબ્ધ પ્રજ્ઞા બળે,
વ્હેવારાર્થે વીમાવિશારદ ઉરે, સૌજન્ય જ્યોતિ જલે,
તર્પી દીન પરાર્થે પ્રેમ મૂલવ્યો, આશિષભાતું ભર્યું,
સેવાપ્રાણ ખુશાલદાસ તમને વૈશ્યત્વ સાચું વર્યું. ૧

શોભાગૌરવ સાચવ્યાં ગુરુ થઈ, સંસ્થા નિશાળો બહુ,
જ્યાં ત્યાં ઔષધ આશ્રમો અવનવા, એ સાક્ષી પૂરે સહુ,
વૃદ્ધે જીવન જે ભગીરથ તપે, સાફલ્ય કાજે પૂર્યું,
સેવાપ્રાણ ખુશાલદાસ તમને વૈશ્યત્વ સાચું વર્યું. ૨

એવા વીર જગ વિષે વિરલ છે, ધંધો વીમાનો છતાં,
સાધી શ્રી જનશ્રેય સિદ્ધિસુફલા, નિગમિ સાથે થતાં,
સંભાળ્યો પરમાર્થપંથ શી રીતે આવો, ન જાયે સમર્યું,
સેવાપ્રાણ ખુશાલદાસ તમને વૈશ્યત્વ સાચું વર્યું. ૩

સંસારે રહી આત્મજીવન વિષે, સન્યાસને સાચવે,
ગીતાગાયક કૃષ્ણ એ સુકૃતિને, ત્યાગી સુયોગી કવે;
જેણે જિંદગી જીવીને જ નહિ તે, ગાર્હસ્થ્યને ઉદ્ધર્યું,
સેવાપ્રાણ **ખુશાલદાસ** તમને વૈશ્યત્વ સાચું વર્યું. ૪

જ્યાં જ્યાં પુણ્ય પરાક્રમી વિભૂતિ ત્યાં, છે જ્યોતિકા ઈશની,
એ તેજે સહુ અંગ સ્નાતક થયાં, એ કોટી દેવાંશની;
શ્રી પોતે પરમેશ્વરે અણુમૂલું, જે રત્ન છત્રે ધર્યું,
સેવાપ્રાણ **ખુશાલદાસ** તમને વૈશ્યત્વ સાચું વર્યું. ૫

ઓપાવી અમરેલીને યશધ્વજે, રાષ્ટ્રત્વને રક્ષવા,
આણ્યો શિક્ષણસૂર્ય ગાંધીયુગનો, રોપ્યા બગીચા નવા,
પોષી કુંજ નિકુંજ ભાવિ જગનાં, સામર્થ્યને સંસ્કર્યું,
સેવાપ્રાણ **ખુશાલદાસ** તમને વૈશ્યત્વ સાચું વર્યું. ૬

જાયો દુર્લભ દીકરો પણ પૂરું, માતૃત્વ જાણ્યું નહીં,
ઝાઝેરું જનની તણું વરસતું, વાત્સલ્ય માણ્યું નહીં;
તોયે સક્રિય માતૃમાર્દવ સદા કલેશાર્ત કાજે ધર્યું,
સેવાપ્રાણ **ખુશાલદાસ** તમને વૈશ્યત્વ સાચું વર્યું. ૭

સાચા સેવક સિંધુ મૌક્તિકસમા, છો ફેનરાશી તરે,
જ્ઞાતિ, ગ્રામ, કુટુંબ, રાષ્ટ્ર, ગૃહ હો ! રેખા ભલે વિસ્તરે;
જાણે અંતર્યામી તો જિગરને, નોંધે ઉરે શું ઠર્યું,
સેવાપ્રાણ **ખુશાલદાસ** તમને વૈશ્યત્વ સાચું વર્યું. ૮

નાના વ્હેન વહે નિનાદ ન કરે, વાડી બગીચા ઝીલે,
અર્પે જો જનતા, જનાર્દનપદે, જ્યાં પુષ્પ જેવાં ખીલે;
શોભે પાર્શ્વદસંગ એ પ્રભુ તણાં, થોડું ખરું આચર્યું,
સેવાપ્રાણ **ખુશાલદાસ** તમને વૈશ્યત્વ સાચું વર્યું. ૯

પદ્વી ઉચ્ચ વધાવી રાષ્ટ્રહિતની, અંજાય લક્ષ્મી સ્મિતે,
સાંખે શૈ પ્રભુદ્રોહ પુણ્યપદનો, હાર્યો રહે છો જીતે;
સો સો નંદિનિયુક્ત નાથ શકટે, આઝું ધુરું જોતર્યું,
સેવાપ્રાણ ખુશાલદાસ તમને વૈશ્યત્વ સાચું વર્યું. ૧૦

આવ્યા કંઈક ગયા, જશે, જન બહુ, કાલાબ્ધિ કલ્લોલમાં,
વિદ્યા શકિત ધનાંધ ધ્વંસ ધ્વજ એ, પાતાળની પોળમાં,
સંભારે અહીં કોણ એ અસુરને, વામત્વ વાંચ્છયું નર્યું,
સેવાપ્રાણ ખુશાલદાસ તમને વૈશ્યત્વ સાચું વર્યું. ૧૧

આવા ઉત્સવપ્રાણ પાવન દિને, પામે પ્રજા પ્રેરણા,
ઉદ્બોધે યુગધર્મ લોકહિતનો, સંસ્કાર સંભારણાં;
આવી તારક જ્યોતિએ મનુજનાં, અજ્ઞાનને સંહર્યું,
સેવાપ્રાણ ખુશાલદાસ તમને વૈશ્યત્વ સાચું વર્યું. ૧૨

પામો દૈવત, દિવ્ય આયુ : અજતું, હો ઉર્ધ્વગામી સદા,
વહેજો ભારત ભક્તિ ક્ષેત્ર સકલે, શક્તિ હજો શ્રીપ્રદા;
આવા આશીર્વાદ કેમ ન ફળે? જેણે અમી સંઘર્યું,
સેવાપ્રાણ ખુશાલદાસ તમને વૈશ્યત્વ સાચું વર્યું. ૧૩

અમરેલી, તા. ૧૨–૧૧–૪૮ હંસરાજ



# ચરિત્ર વિભાગ

તરુવર સરુવર સંત જન, ચોથા વરસત મેહ,
પરમારથ કે કારણે, ચારુ ધરી હય દેહ.

—તુલસીદાસ

મોટાં નાનાં વહુ મોટામાં તો નાનાં પણ મોટાં,
વ્યોમ દિપ રવિ નભબિંદુ તો ઘર દિવડાં શા ખોટાં.

—ગોવર્ધનરામ



શ્રી. ખુશાલદાસ કુરજી પારેખ

[ ઈ. સ. ૧૯૪૯

## ૧

# દેશકાળ અને જન્મ

પૃથ્વીની પ્રાચીનમાં પ્રાચીન કોઈ પુત્રી હોય તો તે સૌરાષ્ટ્ર ભૂમિ છે. સૌરાષ્ટ્રે સંત મહંતો આપ્યા છે. વીરપુરુષોની માતા થવાનું એ ભૂમિને માન પ્રાપ્ત થયું છે. ઉદ્યોગપતિઓ અને દાનેશ્વરીઓને સરજવાનું માન સૌરાષ્ટ્ર લઈ જાય છે. પુરાણકાળથી માંડી આજ દિન સુધી સૌરાષ્ટ્રે અનેક ફેરફારો જોયા છે. રાજકીય ઝંઝાવાતો અનુભવ્યા છે. ભરતી ઓટના અનેક પ્રવાહો ઝીલ્યા છે. છતાંએ સૌરાષ્ટ્ર આજે પોતાનું વિશિષ્ઠ સ્થાન સાચવી રહ્યું છે.

ઋતુ ઋતુના ફાલ આવે છે, એમ પૃથ્વી પર માનવજાતના પણ ફાલ સૈકેસૈકે આવે છે. કોઈ સૈકો વીરપુરુષોનો બને છે, તો કોઈ સૈકો સંત અને મહંતોનો બને છે. વિક્રમનું ૧૯૪૧નું એ વર્ષ હતું. એ વર્ષનોએ અભ્યાસી જોઈ શકશે કે એ સૈકામાં જે નોંધવાલાયક પુરુષોને સૌરાષ્ટ્રે ઉત્પન્ન કર્યાં છે તેમાં કેટલીક નામાંકિત વ્યક્તિઓનું સ્થાન છે.

કુદરતની એ કળા છે, કે જ્યારે માનવજાતને જે કોટીની જરૂર હોય ત્યારે એ કોટીનો ફાલ માનવવેલને સમૃદ્ધ બનાવે છે. એને જ્યારે જરૂર હોય ત્યારે વીરતાવરેલી વ્યક્તિઓ પૃથ્વી પર

પહેલાં પગલાં માંડે છે. એ જ રીતે જ્યારે માનવજાતના કલ્યાણના માર્ગ ખેડવા હોય ત્યારે માનવસેવાને જીવનમંત્ર માનનાર મહાનુભાવો શરીર ધારણ કરે છે.

સૌરાષ્ટ્રની જ્ઞાતિઓ અમુક પ્રકારનું વિશિષ્ટ સ્થાન ભોગવી રહી છે. જે જ્ઞાતિએ ભક્તોના ભજનોના ભંડારને સમૃદ્ધ કર્યો છે એવા સગાળશા શેઠ આપ્યા, જે જ્ઞાતિએ સખાવતોના સમ્રાટ સરીખા રૂપજી ધનજીના કુટુંબ જેવું સમૃદ્ધ કુટુંબ સૌરાષ્ટ્રને આપ્યું, જે જ્ઞાતિએ પુરુષસિંહ કરસનદાસ મૂળજી જેવા આદ્ય સુધારક મહાગુજરાતને આપ્યા, જે જ્ઞાતિએ પતિપરાયણ, સમાજહિતૈષી અને સ્ત્રીજાતિના ઉત્કર્ષમાં વિશિષ્ટ ફાળો આપનાર લેડી લક્ષ્મીબેન જેવાં સ્ત્રીરત્ન આપ્યાં, જે જ્ઞાતિએ ડૉ. જીવરાજ મહેતા જેવા નરરત્ન આપ્યા એ વિશિષ્ટ જ્ઞાતિમાં અમરેલીને આંગણે શ્રી. ખુશાલદાસભાઈનો જન્મ માગશર શુદ ૫ને રવિવારે થયો.

કપોળજ્ઞાતિની કેટલીક વિશિષ્ટતાઓ છે: એ સાહસ ખેડી શકે છે, એ સૌથી પહેલું પગલું આગળ માંડી શકે છે, કપોળમાતાઓ બાળકોને ગળથૂથીમાંથી જ ભક્તિ, વીરતા, સુજનતા અને દાનવીરતાના ગુણ આપે છે. આપણી સર્વ જ્ઞાતિઓનો ઈતિહાસ લખાય તો એમાં કપોળ જ્ઞાતિની વિશિષ્ટતાઓ જરૂર નોંધવા જેવી બને.

સોરઠી સાગરકાંઠો અને મધ્ય સૌરાષ્ટ્રની ભૂમિ એ બે કપોળ જ્ઞાતિનાં મુખ્ય સ્થાનો. દેલવાડા અને ઘોઘા એ બે મૂળ વસ્તીનાં ધામ. અને ચીતળ, લાઠી, એ એટલી જ વસ્તીવાળાં કપોળજ્ઞાતિનાં મુખ્ય ગામ. ક્રમેક્રમે કપોળો બહાર ફેલાતા ગયા અને અમરેલી, સિહોર, મહુવા, જાફરાબાદ, રાજુલા, ભાવનગર એ સર્વ સ્થળોમાં

ગોઠવાતા ગયા અને પોતાનાં બુદ્ધિબળ, સાહસ અને સખાવતી કાર્યોથી દરેક સ્થળે સારું સ્થાન પ્રાપ્ત કર્યું.

અંગ્રેજી અમલ જામતો જતો હતો, અંગ્રેજી શિક્ષણ અને આચારવિચારની અસર સર્વત્ર ધીમેધીમે ફેલાતી જતી હતી, સુધારાના પવનની લ્હેરો શરૂ થઈ ચૂકી હતી, પરદેશ સાથેના વેપારની જમાવટ જામતી હતી, એ વખતે કપોળજ્ઞાતિના સાહસિક પુરુષોએ જીવનનાં દરેક ક્ષેત્રોમાં ઝુકાવવાની શરૂઆત કરી દીધી હતી.

ગુજરાતીઓ, કાઠિયાવાડીઓ અને કચ્છીઓ માટે મુંબઈમાં જુદાં જુદાં ક્ષેત્રો ખૂલ્યાં હતાં. તેમાં કપોળજ્ઞાતિએ શરૂઆતથી જ પોતાનું સ્થાન પ્રાપ્ત કરી લીધું. પરદેશગમનમાં સૌથી પહેલાં કપોળોનું નામ આવે છે. સુધારાનાં ક્ષેત્રોમાં પણ મુંબઈમાં કપોળોનું નામ સૌથી પ્રથમ ગણાય છે. મુંબઈ એ પચરંગી પ્રજાનું શહેર છે. તેમાં સખાવતોમાં પારસીઓ પછી કપોળનું સ્થાન તુરત આવે છે. આ અરસામાં હિન્દુ જાતિમાં વિધવાવિવાહ અને પ્રચલીત અનિષ્ટ રૂઢીઓની સામેના વિરોધવંટોળે ખળભળાટ મચાવી મૂક્યો હતો. સનાતનીઓ અને સુધારકો વચ્ચે એનાં દ્વંદ્વ તથા વાગ્યુદ્ધો ખેલાતાં હોય એવો એ જમાનો હતો. આવા દેશકાળ અને સામાજિક પરિસ્થિતિમાં અમરેલીમાં શ્રી. ખુશાલદાસભાઈનો જન્મ થયો.



## ૨

# મોસાળ

ખુશાલદાસભાઈના પિતૃપક્ષની સ્થિતિ સામાન્ય હતી. માતૃપક્ષે મોસાળમાં એમના મામા ગાંધી અમરશી જીવન અમરેલીમાં પ્રતિષ્ઠિત વેપારી ગણાતા. એમને સેવાભાવના વરી હોય એમ એમનાં જીવનની દરેક પળમાં પરગજુપણું તેમનું સાથી હતું તેમ જણાય છે. એમનું દીલ દુ:ખીયાનાં દુ:ખો જોઈ દ્રવતું. માનવી માત્રને પોતાનાં ગણી એમનાં સહાયક થવામાં એ એમના જીવનને ધન્ય ગણતા. જેનું કોઈ ન હોય એને સહાય કરવામાં એ નિશદિન તત્પર રહેતા. એમની જીવનબારી નિ:સહાય, નિરાધાર અને નિરાશ્રિતો માટે ચોવીસે કલાક ખુલ્લી રહેતી. કેટલીક વિધવાઓની જીવનમૂડીને સાચવનાર એ સાચા સેવક હતા. જીવનપંથમાં ભૂલા પડેલા ઘણાયના તેઓ માર્ગદર્શક હતા.

શ્રી. કુરજી વનમાળી પારેખને ત્યાં મીઠીબાઈની કુખે જન્મેલ આ બાળક પોતાની માતાનું સ્વાસ્થ્ય નબળું રહેતું હોવાથી આ પરોપકારી અને પુણ્યશાળી મામાને ત્યાં નાની ઉંમરથી જ જઈ વસ્યું. મામા નિ:સંતાન હતા. એમને મન ખુશાલદાસ પોતાનો પુત્ર હતો, એમનાં મામી પુરીબાઈ ખૂબ વહાલસોયાં હતાં, સરળ અને

સ્નેહાળ સ્વભાવનાં હતાં. તે મામીના મીઠા લાલનપાલન વચ્ચે અમરેલીમાં અધ્યારૂની ધૂડી નિશાળમાં શરૂઆતનો અભ્યાસ કરી, સરકારી શાળામાં ગુજરાતી ચાર ધોરણ પૂરાં કરી, અગીયાર વર્ષની ઉંમરે બાલવિદ્યાર્થી ખુશાલદાસ મુંબાઈ આવ્યા.

મામાના જીવનની અસર બાળક ખુશાલદાસ પર સર્વાંગ જામી હતી. એમણે મામાના ફળિયામાં રમતાં રમતાં અનેક દુઃખીયાનાં આંસુઓ લૂછતાં મામાના જીવનની સેવાભાવના નજરોનજર નિહાળી હતી. કોઈ ગરીબ કુટુમ્બમાં માંદગી આવી હોય અને વૈદકિય સહાય જોતી હોય, તો મામા કોઈ ન જાણે તેમ છૂપી મદદ તે કુટુમ્બને આપતા. કોઈ વિધવા બેનની થાપણ રાખતો વ્યાપારી ડૂબતો હોય તો તે થાપણ બચાવી લેવા મામા સદૈવ તૈયાર રહેતા. કોઈ ગરીબનું ખોરડું પડી ગયું હોય તો એ રહેઠાણ ફરી તૈયાર કરવામાં મામા જોઈતી મદદ કરતા. આવી આવી મામાની જીવનચર્યા જોઈ મામાનાં એ સેવાભાવી સંસ્કારનું એણે નાનપણથી પાન કર્યું હતું.

બાળકને જે સંસ્કાર નાનપણથી પડે છે એ એના જીવનના પાયારૂપ બની રહે છે. માતાના સંસ્કારબળે અનેક પુરુષોની નામાવલી મહાપુરુષ તરીકે સમૃદ્ધ થઈ છે.

માતાની પ્રેરણાથી અનેક બાળકોને મોટપણમાં માનવ-જીવનની મહત્તા પ્રાપ્ત થઈ છે. પોતાનાં માતુશ્રીની નબળી તબિયતને અંગે બાળક ખુશાલદાસને માતા તરફથી મળવી જોઈતી હૂંફ મળી નહોતી. પણ મામાની હૂંફે એને સવાઈ હૂંફ મળી હોય એવા પ્રકારનું જીવનઘડતર એમનું થયું હતું. મામાના એકે એક ગુણ એમના જીવનમાં તાણેવાણે નાનપણથી વણાઈ ગયા હતા.

મુંબઈ આવતાં બેનનું વહાલસોયું જીવન એમને પ્રેરણારૂપ થઈ પડયું. બેન અને ભાઈ એ જીવનનો અણમૂલ સંબંધ છે. ગોમતીબેન એ ગોમતી નદી જેવાં પવિત્ર હોવાથી બાળક ખુશાલદાસમાં પવિત્રતાના સંસ્કાર ખીલી ઊઠ્યા.

મુંબઈમાં આ વખતે કપોળજ્ઞાતિની પહેલી શિક્ષણ સંસ્થા શરૂ થઈ. સંવત ૧૯૫૩ના જન્માષ્ઠમીના પવિત્ર દિને શેઠ રૂપજી ધનજીના ઉદાર ચરિત્ર સુપુત્રો શેઠ ત્રિભોવનદાસ વરજીવનદાસ તથા સર જગમોહનદાસ વરજીવનદાસે પોતાના પુણ્યશાળી પિતાશ્રી શેઠ વરજીવનદાસ માધવદાસના સ્મરણાર્થે મુંબઈમાં કાવસજી પટેલ તળાવ પાસે રામબાગમાં કપોળ બોર્ડિંગની સ્થાપના કરી અને એને 'શેઠ વરજીવનદાસ માધવદાસ કપોળ બોર્ડિંગ સ્કૂલ' નામ આપ્યું.

અંગ્રેજી કેળવણીની શરૂઆત ગુજરાતની જુદી જુદી જ્ઞાતિઓમાં થઈ ચૂકી હતી. આ કપોળ કોમની સંસ્થાએ કેળવણીનો લાભ લેવાની સગવડ કપોળ બાળકોને કરી આપી. એ સંસ્થામાં પ્રથમ દાખલ થનાર સાત માણી વિદ્યાર્થીઓમાં શ્રી. ખુશાલદાસભાઈ પણ એક હતા. મુંબઈના વસવાટ દરમ્યાન વાત્સલ્યભાવથી ભરેલાં મામામામીના પ્રસંગો બેન સમક્ષ એ વખતો વખત રજૂ કરતા. વિદ્યાર્થીજીવનની શરૂઆતમાં મામાના સંસ્કારો અમલમાં આવતા હોઈ એ રીતે પોતાના સાથી વિદ્યાર્થીઓને મદદ કરવા શ્રી. ખુશાલદાસભાઈ હંમેશાં આતુર રહેતા. જે સાત વિદ્યાર્થીઓ આ સંસ્થામાં સાથે રહી અભ્યાસ કરતા હતા, તેમાં હિંદસેવકસમાજ વાળા શ્રી. કરશનદાસ ચિતળીયા પણ એક હતા.

શ્રી. ખુશાલદાસભાઈનાં માતુશ્રી અમરેલીમાં જ રહેતાં. મામા અમરશીભાઈ અમરેલીના ઘરનો વ્યવહાર સંભાળતા અને અભ્યાસ કરતા ખુશાલદાસભાઈના સંસ્કારની કાળજી રાખતા.



સ્વ. ગાંધી અમરશી જીવન
શ્રી. ખુશાલદાસભાઈના પિતાતુલ્ય મામા



ગં. સ્વ. શ્રી ગોમતીબ્હેન
શ્રી. ખુશાલદાસભાઈના જ્યેષ્ઠ ભગિની

આ રીતે ખુશાલદાસભાઈના જીવનઘડતરમાં મામા એ મુખ્ય સૂત્રધાર છે. મામાની રહેણીકરણીની સાદાઈ અને પરગજુપણાના સંસ્કાર નાનપણથી જે રીતે ઘડાયા એની અસર એમના આખાયે જીવનમાં રહી છે. સંવત ૧૯૮૧ના માગશર વદિ ૮ને દિને મામા વિદેહ થયા. એ પ્રસંગે શ્રી. ખુશાલદાસભાઈને બહુ ખોટ પડી. એ આજે પણ ક્ષણે ક્ષણે મામાના જીવનની તેજોમય જ્યોતિનાં દર્શન કરતા હોય એમ અનેક પ્રસંગે મામાનું ચિંતન કર્યા કરે છે.



## ૩

## અભ્યાસ અને કૌટુમ્બિક વ્યવહાર

પુત્રનાં લક્ષણ પારણામાંથી વર્તાય એ લોકવેણ સાચાં પાડી નાનપણથી જ ખુશાલદાસે બીજા વિદ્યાર્થીઓમાં પોતાના ચારિત્ર્યની છાપ પાડી. પ્રમાણિકતા, સચ્ચાઈ અને ખંત એનો ત્રિવેણી સંગમ, આ નાના બાળકના જીવનઆંગણે નિત્ય વહેતો. સને ૧૯૦૨માં ન્યુ હાઈસ્કૂલ, જે હાલ ભરડા હાઈસ્કુલના નામે પ્રખ્યાત છે, ત્યાં મૅટ્રિકમાં પ્રથમ સો વિદ્યાર્થીમાં પહેલે વર્ષે પાસ થઈ, એમણે નામના મેળવી. પોતાની શાળામાં મૅટ્રિકની પરીક્ષામાં તેમનું બીજું નામ આવ્યું.

મૅટ્રિકનો અભ્યાસ ચાલતો હતો, ત્યારે પાંચતલાવડા પાસેના કલ્યાણપૂરના સંઘવી પ્રભુદાસ હરજીનાં સુપુત્રી મણિબેન સાથે તેમનાં લગ્ન થયાં. શ્રીમતિ મણિબેન સુશીલ અને શાણાં હતાં. પતિના અભ્યાસમાં તેઓ આનંદ અનુભવતાં. ૧૯૦૩માં એલ્ફીન્સ્ટન કૉલેજમાં પ્રિવિયસની (પ્રથમ વર્ષની) પરીક્ષા પસાર કરી, તેઓ વિલ્સન કૉલેજમાં જોડાયા. ત્યાં ઈન્ટરમાં બીજો વર્ગ મેળવી ઉત્તિર્ણ થયા, અને કૉલેજની શિષ્યવૃત્તિ મેળવી.

આગળ વધનારને કસોટીરૂપે જીવનમાં અનેક ઝંઝાવાતો આવે છે. એ રીતે એમને આ વર્ષોમાં કૌટુમ્બિક આફતો ભોગવવી પડી: સને ૧૯૦૪ માં એમના બનેવી શ્રી. રણછોડદાસ દોશીનું અવસાન થયું અને સને ૧૯૦૫ માં પિતાશ્રીને પ્લેગે ઝડપી લીધા. આ સંજોગોમાં કૌટુમ્બિક જીવનમાં આર્થિક બોજાએ અકળામણ ઊભી કરી. યુવાન ખુશાલદાસને અભ્યાસ આગળ વધારવામાં આ અકળામણ અટકાવે તે પહેલાં તો શેઠ શ્રી. વરજીવનદાસ, શેઠ નરોત્તમદાસ તથા શેઠ ગોપાળદાસ માધવદાસના સુપુત્રોએ કૌટુમ્બિક સંબંધોને કારણે તેમનો હાથ પકડ્યો. અને તે કુટુમ્બીજનોએ મળી દરેકે રૂ. ૫ની તેમને ઉપયોગી માસિક મદદ કરી. આ રીતે આ અગવડો વચ્ચે પણ તેઓ આ સહાયને પરિણામે સને ૧૯૦૬ માં વિજ્ઞાનનો ઐચ્છિક વિષય લઈ બી. એ. પાસ થયા. પિતા વિદેહ થતાં કુટુમ્બની જવાબદારી તો માથે હતી જ. છતાં હજુ પણ શિક્ષણમાં આગળ વધવાની તેમને હોંસ હતી. ૧૯૦૭ માં બાબુ પન્નાલાલ પુનમચંદ જૈન હાઇસ્કૂલમાં શિક્ષક તરીકે જોડાઈ, દ્રવ્યોપાર્જનની શરૂઆત કરી. આ વર્ષમાં તેમને ત્યાં ચિ. કમળા બેનનો જન્મ થયો.

શિક્ષક તરીકે કામ કરતાં કરતાં એલએલ. બી. નો અભ્યાસ પણ ચાલુ કર્યો અને સેવાના સંસ્કાર નાનપણથી મામાએ રોપ્યા હતા એ હવે ખીલી ઊઠ્યા. જે બોર્ડિંગમાં તેઓએ શિક્ષણની શરૂઆત કરી હતી તે વરજીવનદાસ કપોળ બોર્ડિંગના ગૃહપતિ તરીકેની જવાબદારી તેઓએ ઉપાડી લીધી. આમ શિક્ષણ અને વિદ્યાર્થી બંને બની સને ૧૯૦૯ માં એલએલ. બી. થયા. તેમની સેવાભાવના, સ્વાશ્રયપણાથી આગળ વધવાની તેમની તમન્ના,

અભ્યાસ માટે તેમના અનન્ય ખંત તેમ જ વિનય અને વિવેકભર્યા સ્વભાવે શેઠ ત્રિભુવનદાસ વરજીવનદાસ અને બીજા વડીલોનો પ્રેમ તેમણે સંપૂર્ણ રીતે સંપાદન કર્યો હતો. સર્વની ઇચ્છા હતી કે આ જુવાન વિદ્યાર્થી સૉલિસિટરની પરીક્ષા આપે અને સર્વના આગ્રહ અને સહકારથી તેઓએ શ્રી. તૈયબજી હાહાભાઈ સૉલિસિટર્સની ઑફિસમાં આર્ટીકલ્ડ કલાર્ક તરીકે બેસવાનું શરૂ કર્યું. આ બદલ સૉલિસિટર્સને રૂા. ૨૫૦૦ ભરવાના હતા. બીજો કોઈ વિદ્યાર્થી હોત તો આ રકમ તેમને માટે ભાગ્યે જ સહેલાઈથી મળી શકત; પણ ખુશાલદાસે શેઠ ત્રિભુવનદાસ, સર જગમોહનદાસ તથા શેઠ ભગવાનદાસ નરોત્તમદાસ અને શેઠ ગોપાળદાસ માધવદાસના સુપુત્રોની ચાહના મેળવી હતી. એટલે તે દરેકે રૂા. ૫૦૦) તથા શેઠ ઈશ્વરદાસ લક્ષ્મીદાસે રૂ. ૨૦૦) અને અન્ય કુટુમ્બીઓએ રૂા. ૩૦૦) આપી આ ચારિત્ર્યશીલ, ઉદ્યમી અને ખંતીલા જુવાનને સહાય કરી પ્રોત્સાહન આપ્યું. પણ સૉલિસિટરના અભ્યાસમાં તેમને રસ ન પડ્યો. તેમાં કુદરતનો શુભ સંકેત હશે?



## ૪

# સામાજિક ક્ષેત્રે

કપોળ જ્ઞાતિમાં જેમ જેમ ઉચ્ચ કેળવણી લઈ યુવાનો આગળ આવતા ગયા તેમ તેમ કેળવણી તરફ સૌનું લક્ષ ખેંચાતું ગયું. સૌરાષ્ટ્રમાં કપોળ બાળકો માટે કેળવણી મેળવવાનું કોઈ સાધન ન હોવાથી ઇચ્છવા છતાં બાળકો કેળવણીવંચિત રહેતા હતા. કેળવણીની સાચી કિંમત સમજનાર શ્રી. ખુશાલદાસભાઈનું એ તરફ લક્ષ દોરાયું. પોતાના વિદ્યાર્થીજીવનની શરૂઆતથી જ શેઠ રૂપજી ધનજીના કુટુમ્બીજનોના ઋણભારે અને મામાના પરગજુ-પણાના સંસ્કારે સમાજસેવાનાં જે બીજ આ યુવાનમાં રોપાયાં હતાં તે હવે ફૂલતાં ફાલતાં થયાં હતાં. કપોળ બાળકોને કેળવણી આપવાની સગવડ વહેલી તકે થાય એ એમના જીવનનો મુખ્ય આશય હોય તેમ અહોરાત્ર તેની વિચારણા ચાલુ હતી.

સને ૧૯૦૮ના રજાના દિવસોમાં શ્રી. જગજીવનદાસ મહેતા અને ડૉ. જીવરાજ મહેતા સાથે તેમને અમરેલી જવાનું થયું. અમરેલીમાં શ્રી. કાનજી પુરુષોત્તમદાસ મહેતા, શ્રી. જેઠાલાલ વનમાળીદાસ મહેતા, શ્રી. કાનજી શવજી પારેખ અને અન્ય સેવા-ભાવી જ્ઞાતિબંધુઓ સાથે મળી એમણે "કપોળ વિદ્યોત્તેજક

ફંડ "ની શુભ શરૂઆત કરી. ઈ. ૧૯૦૯ની બીજી ફેબ્રુઆરી એટલે સંવત ૧૯૬૫ના મહાશિવરાત્રિના દિને સંઘવી કરશનદાસ દામજીના ડેલામાં ભાડૂતી મકાનમાં શ્રી. જગજીવનદાસ મહેતા અને શ્રી. ખુશાલદાસભાઈએ અમરેલી કપોળ બોર્ડિંગ સ્કૂલની શરૂઆત કરી. જે સંસ્થાના સ્થાપકોમાં સાચી લાગણી અને ચિવટ હોય છે, જે સંસ્થાના સ્થાપકો સંસ્થાના વિકાસ માટે અહોરાત્ર જાગૃત રહે છે, તેમને એમના સેવાકાર્યમાં જરૂર સફળતા પ્રાપ્ત થાય છે. આ નવી સંસ્થા આ રીતે શરૂઆતથી જ સફળતાને વરતી ગઈ અને પ્રથમ પગલે જ ત્રણ વિદ્યાર્થીઓને માણી રાખી શકાયા. એ જ વર્ષમાં આ સંસ્થાની પ્રગતિ જોઈ, એમના સંચાલકોની ખંત અને કાર્યપદ્ધતિ તરફ ખેંચાઈ, વડોદરા રાજ્યે પંદર હજાર ચોરસ વાર જગ્યા આ સંસ્થાને નામની કિંમતે આપી. સરકાર તરફથી જગ્યા મળ્યા પછી એના મકાનને અંગે શેઠશ્રી સર ઇશ્વરદાસ લક્ષ્મીદાસ તથા શેઠ ધરમદાસ દુર્લભદાસ મારફત ગં. સ્વ. મંછાબાઈના ફંડમાંથી રૂ. ૧૮૦૦૦)ની રકમ તેમના સ્મરણાર્થે મળી. ૧૯૧૦ની તા. ૧૭ ડિસેમ્બરે મકાનનું ખાતમુહૂર્ત થયું. અને સને ૧૯૧૪ની ઓક્ટોબરની બીજી તારીખે એટલે કે ગાંધીજયંતિને દિને સંસ્થાના આ મકાનની ઉદ્ઘાટનવિધિ થઈ. શ્રી. જગજીવનદાસ મહેતા અને શ્રી. ખુશાલદાસભાઈના સેવાકાર્યે સૌનો પ્રેમ સંપાદન કર્યો. અને દીવે દીવો પ્રગટે એ ન્યાયે ઊગતા સેવકોને પ્રોત્સાહન પ્રાપ્ત થયું.

કેળવણીના ક્ષેત્રમાં હવે સર્વત્ર જાગૃતી આવી હતી. સૌ કોઈ કેળવણીની ઉપયોગીતા સમજતું થયું હતું. સમગ્ર દેશમાં કેળવણીની ... નવી સંસ્થાઓ સ્થપાયે જતી હતી. મુંબઈમાં આ વખતે

શ્રી. માધવદાસ વિઠ્ઠલદાસ દેસાઈ અને અન્ય મિત્રોની સહાયથી સર મંગળદાસ હાઉસમાં શેઠ નગીનદાસ. પી. મહેતા તથા શેઠ ત્રિભુવનદાસ મંગળદાસની રાહબરી નીચે સને ૧૯૦૭માં "કપોળ વિદ્યાર્થી મંડળ"ની સ્થાપના થઈ. શ્રી. ખુશાલદાસ આ સંસ્થાના મંત્રી બન્યા અને કેળવણીના કાર્યમાં ખૂબ જહેમત ઊઠાવી ઘણા વિદ્યાર્થીઓને સહાનુકૂળતા કરી આપી.

પોતાની જ્ઞાતિ વિકાસ સાધે, સર્વમાં સાચું સંગઠન થાય, સાચી જાગૃતિ આવે અને યુગધર્મને ઓળખી જ્ઞાતિ વિકાસ સાધે એ જોવાની અભિલાષા યુવાન ખુશાલદાસમાં સાચે સ્વરૂપે જાગી હતી. કપોળ જ્ઞાતિના આગેવાનો, હિતૈષિઓ, કેળવણીકારો અને સેવકો સાથે તેમનો સંપર્ક વધતો જતો હતો. જે સંસ્થામાં શ્રી. ખુશાલદાસે કેળવણીની શરૂઆત કરી હતી, તે શેઠ વ. મા. કપોળ બોર્ડિંગમાંથી ઉચ્ચ શિક્ષણ લઈ થોડા વધુ યુવાનો હવે આગળ આવ્યા હતા. તે સર્વમાં કોમની સેવા કરવાની તમન્ના જાગી હતી. 'કપોળ વિદ્યાર્થી મંડળ'ની પ્રવૃત્તિ હવે જામતી જતી હતી. એના કાર્યકરોનો ઉત્સાહ દિનપ્રતિદિન વધતો જતો હતો. જ્ઞાતિસેવાની દૃષ્ટિએ યુવકમિત્રો શ્રી. જગજીવનદાસ મહેતા, શ્રી. પુરુષોત્તમદાસ ગોરડિયા, શ્રી. જગજીવનદાસ સંઘવી, ડૉ. જેઠાલાલ વોરા, શ્રી. ગંગાદાસ મુળજી ગોરડિયા, શ્રી. નંદલાલ દુર્લભદાસ વોરા અને શ્રી. ખુશાલદાસભાઈ એ સર્વ નવલોહીઆ ઉત્સાહી યુવાનોએ ભેગા મળી સામાજિક દૃષ્ટિએ સુધારક યુવાન માનસ રજૂ કરવા 'કપોળ' નામનું માસિક પત્ર શરૂ કર્યું. એ પત્રના તંત્રીપદે શ્રી. જગજીવનદાસ મહેતા આવ્યા અને કેળવણીને મધ્યબિંદુ રાખી સામાજિક પ્રગતિની શરૂઆત થઈ. આ માસિકદ્વારા કોમમાં સારી જાગ્રતિ આવી.

જ્ઞાતિસેવા માટે ઊગતા જીવનની કિંમતી પળો અર્પણ કરનાર આ યુવાનોએ કોમના સામાજિક કુરિવાજો તથા રૂઢ થયેલી રૂઢિઓ સામે સમયાનુકૂળ સુધારા કરવાની પ્રેરણા સૌને આપી. આ સમયમાં કપોળ કોમમાં પરદેશગમનનો પ્રશ્ન ચકડોળે ચઢ્યો હતો. પરદેશ જઈ આવનારે પ્રાયશ્ચિત કરવું જ જોઈએ, તેવી રૂઢ અને દૃઢ માન્યતા જામેલી હતી. કન્યાવિક્રય, વૃદ્ધલગ્નો જેવા અનિષ્ટો અને અવારનવાર થતા જ્ઞાતિવર્ગ એ સર્વ પ્રશ્નો વિષે લોકમત વિચારતો થઈ ગયો હતો. આ પ્રસંગે માસિક પત્ર "કપોળ" નવા વિચારો પ્રગટ કરી, મક્કમતાથી આગળ વધી રહ્યું હતું અને દરેકે દરેક અનિષ્ઠ તત્ત્વો સામે વિરોધ જાહેર કરી કોમને સાચા રાહ પર મૂકવા પ્રયત્ન કરી રહ્યું હતું. એ વખતે મધ્યમ વર્ગના માણસો ઉપર રૂઢિચુસ્ત આગેવાનોની મજબૂત પકડ હતી. કોમનું કાયદેસરનું વ્યવસ્થિત કોઈ બંધારણ ન હતું. એટલે વ્યવસ્થિત બંધારણ કેવું હોવું જોઈએ, જ્ઞાતિની વ્યવસ્થા માટે સમિતિ ચૂંટવા કઈ પદ્ધતિ નક્કી કરવી એ વિચારવા એક સમિતિ નીમવા અને અહેવાલ તૈયાર કરવા ખુશાલદાસભાઈએ પ્રવૃત્તિ હાથ ધરી. એ વખતે આ જાતની પ્રવૃત્તિ કરવામાં ખૂબ હિંમત અને ધૈર્યની જરૂર હતી. જૂની પ્રથા સાથે નવી વ્યવસ્થાની વાત કરવી તે ઘણું મુશ્કેલ કાર્ય હતું. પણ ખુશાલદાસભાઈએ નાનપણથી જ સેવાની દિક્ષા મેળવી હતી એટલે એમણે આ સેવાકાર્યને પોતાનું કરી લીધું અને ૧૯૨૦ની સાલમાં ૧૮ મેના દિને જ્ઞાતિની સભામાં જ્ઞાતિપ્રમુખ, ઉપપ્રમુખ, અને વ્યવસ્થાપક સમિતિ નિમણુકથી નહિ, પણ ચૂંટણીથી થવી જોઈએ, તેને અંગેની એક દરખાસ્ત તેમણે રજૂ કરી હતી. આવી બધી પ્રવૃત્તિઓથી જ્ઞાતિમાં ખૂબ ઉહાપોહ થયો હતો.



જ્ઞાતિસેવા માટે ઊગતા જીવનની કિંમતી પળો અર્પણ કરનાર આ યુવાનોએ કોમના સામાજિક કુરિવાજો તથા રૂઢ થયેલી રૂઢિઓ સામે સમયાનુકૂળ સુધારા કરવાની પ્રેરણા સૌને આપી આ સમયમા કપોળ કોમમા પરદેશગમનનો પ્રશ્ન ચકડોળે ચડ્યો હતો પરદેશ જઈ આવનારે પ્રાયશ્ચિત કરવુ જ જોઈએ, તેવી રૂઢ અને દૃઢ માન્યતા જામેલી હતી કન્યાવિક્રય, વૃદ્ધલગ્નો જેવા અનિષ્ટો અને અવારનવાર થતા જ્ઞાતિવરા એ સર્વ પ્રશ્નો વિષે લોકમત વિચારતો થઈ ગયો હતો આ પ્રસગે માસિક પત્ર "કપોળ" નવા વિચારો પ્રગટ કરી, મક્કમતાથી આગળ વધી રહ્યુ હતું અને દરેકે દરેક અનિષ્ટ તત્ત્વો સામે વિરોધ જાહેર કરી કોમને સાચા રાહ પર મુકવા પ્રયત્ન કરી રહ્યુ હતું એ વખતે મધ્યમ વર્ગના માણસો ઉપર રૂઢિચુસ્ત આગેવાનોની મજબૂત પકડ હતી કોમનુ કાયદેસરનુ વ્યવસ્થિત કોઈ બધારણ ન હતુ એટલે વ્યવસ્થિત બધારણ કેવુ હોવુ જોઈએ, જ્ઞાતિની વ્યવસ્થા માટે સમિતિ ચૂટવા કઈ પદ્ધતિ નક્કી કરવી એ વિચારવા એક સમિતિ નીમવા અને અહેવાલ તૈયાર કરવા ખુશાલદાસભાઈએ પ્રવૃત્તિ હાથ ધરી એ વખતે આ જાતની પ્રવૃત્તિ કરવામા ખૂબ હિંમત અને ધૈર્યની જરૂર હતી જૂની પ્રથા સાથે નવી વ્યવસ્થાની વાત કરવી તે ઘણુ મુશ્કેલ કાર્ય હતું પણ ખુશાલદાસભાઈએ નાનપણથી જ સેવાની દિક્ષા મેળવી હતી એટલે એમણે આ સેવાકાર્યને પોતાનું કરી લીધુ અને ૧૯૨૦ની સાલમા ૧૮ મેના દિને જ્ઞાતિની સભામા જ્ઞાતિપ્રમુખ, ઉપપ્રમુખ, અને વ્યવસ્થાપક સમિતિ નિમણુકથી નહિ, પણ ચૂટણીથી થવી જોઈએ, તેને અગેની એક દરખાસ્ત તેમણે રજૂ કરી હતી આવી બધી પ્રવૃત્તિઓથી જ્ઞાતિમા ખૂબ ઉહાપોહ થયો હતો





શ્રી. ખુશાલદાસભાઈનાં સ્વર્ગસ્થ ધર્મપત્ની
અ. સૌ. મણીબ્હેન

# ૫

## કસોટી કાળ

મુંબઈની કપોળ બોર્ડિંગ એ હવે સમગ્ર કપોળ જ્ઞાતિની જાહેર પ્રવૃત્તિનું કેન્દ્ર બની ગયું હતું. સૌરાષ્ટ્ર અને ગુજરાતનાં અનેક કુટુમ્બો તેમાં રસ લઈ રહ્યાં હતાં. સૌને જ્ઞાતિ માટે કપોળ વસતીપત્રકની જરૂર જણાતી હતી. એકમેકને સૌ ઓળખી શકે, એકતા વધે અને હળવા ભળવાના વધુ પ્રસંગો આવે એ જોવા સૌમાં આતુરતા જાગી હતી. માસિક પત્ર 'કપોળે' આ કાર્ય ઉપાડી લીધું હતું. ગુજરાત, સૌરાષ્ટ્ર, ભાલ, મુંબઈ તેમ જ પરદેશમાં જુદા જુદા પ્રદેશનાં વસતીપત્રકો ભરાવી, આઠ દિન નક્કી કરી તે પત્રકોને સુધારી વ્યવસ્થિત વસ્તિપત્રક સંપૂર્ણ બનાવ્યું. કોઠાઓ તૈયાર કરવામાં થોડા ઘણા પૈસા ખર્ચ્યા પણ બધા ભાઈઓ આર્થિક દૃષ્ટિએ સદ્ધર બન્યા ન હતા; અને પૈસા સિવાય હવે આગળ વધવામાં અનેક મુશ્કેલીઓ હતી. ઉપરાંત મિત્રો પણ સૌ સૌની ધંધાદારી પ્રવૃત્તિને કારણે છુટાછુટા રોકાયા હતા એટલે આ વસતીપત્રકનું કામ તેમ જ માસિક પત્રની પ્રવૃત્તિ બંનેમાં ઓટ આવી.

કેળવણીવિષયક પ્રવૃત્તિઓ તો માસિક પત્ર બંધ પડવા છતા દિનપ્રતિદિન વિકસતી જ રહી ૧૯૧૪મા સૉલિસિટરનો અભ્યાસ અધૂરો મૂકી પોતાને પ્રિય તેવા શિક્ષણ ક્ષેત્રમા શ્રી ખુશાલદાસ ભાઈએ પુન પ્રવેશ કર્યો અને શેઠ મથુરાદાસ ગોકળદાસ નાથા ભાટીઆ હાઈસ્કૂલમા ચાર વર્ષ શિક્ષક તરીકે રહ્યા એ જ વખતે તેમને માટે કસોટીના કાળસમ કેટલાક પ્રસગો બની ગયા.

પ્રથમ વિશ્વયુદ્ધે નાણાની રેલમછેલ કરી હતી ચારે તરફ જીવનધોરણ ઊચુ જતુ હતુ એ વખતે પિતાની છત્રછાયા ગુમાવી, બેન વિધવા થયા અને કુટુબની જરૂરિયાત અને જવાબદારી વધતી જતી હતી એ સજોગમા શિક્ષક તરીકે રહ્યુ હવે પોસાય તેમ નહતું એટલે ઉજ્જ્વળ ભવિષ્યની આશાએ સને ૧૯૧૮મા શ્રી જગજીવનદાસ મહેતા સાથે અને એ પછી બે વર્ષ બાદ ૧૯૨૦મા અમરેલીવાળા શ્રી મણિલાલ અને હરિલાલ ગયારામ સાથે 'હરિલાલ મણિલાલની કુ'ના નામથી આડતદલાલીનુ કામકાજ શરૂ કર્યું આ હરિલાલ મણિલાલ કુ ની પેઢીમા એકાદ વર્ષ બાદ શ્રી ગોકુળદાસ હરીદાસ મહેતા ભાગીદાર તરીકે જોડાયા હતા વેપારી ક્ષેત્રમા પડ્યા છતા પોતાનુ સેવાકાર્ય અને શિક્ષણવિષયક પ્રવૃત્તિ ચાલુ હતા. એટલે સાથોસાથ મુબઈ અને અમરેલીની બોર્ડિંગના કાર્યમા પણ ઓતપ્રોત થતા જતા હતા આડતદલાલીના કામ કાજમા જમાવટ થાય તેવામા તેમની સેવા અને સત્વશીલતાની કસોટી કરતી ભારે આપત્તિ આવી પડી એમના પુત્રી ચિ બેન કમળાના લગ્ન થયાને પૂરુ વર્ષ વિત્યુ ન હતું ત્યા તો ૧૯૨૧મા શ્રી ખુશાલદાસભાઈના પત્ની નંદિબેન ટૂક માદગી ભોગવી, પુત્રી ચિ બેન કમળા, તથા પુત્રો ચિ ભાઈ ગગદાસ તથા ચિ ભાઈ

ભગવાનદાસને બાલ્યાવસ્થામાં મૂકી સ્વર્ગવાસી થયાં. શ્રી. ખુશાલ
દાસભાઈનાં મોટાં બેન અકાળે વિધવા થયાં જ હતાં. આ
કૌટુમ્બિક પરિસ્થિતિ વિષમ બની.

નાનપણથી જ જેમણે સેવાના સંસ્કાર સાથે જીવનઘડત
એક સુધારક તરીકે ઘડ્યું હતું તેવા શ્રી. ખુશાલદાસભાઈ એમન
પત્નીના અવસાનથી કસોટીની સરાણે ચડ્યા. પાંત્રીશ વર્ષની ભ
યુવાન વયે ઘરભંગ થયેલા ભાણેજને મામાએ ફરીવાર લગ્ન કરવ
ખૂબ આગ્રહ કર્યો. માતુશ્રી પુત્ર ફરી લગ્ન કરે તેમ ઈચ્છતાં હત
પણ સિદ્ધાંત તરીકે જીવન જીવવામાં જે માનતા હતા, બોલ્યું તે
પાળવું એ જેનો જીવનમંત્ર હતો, પોતાના માસિક દ્વારા જેમાં
સાચા સુધારા કરવાની અનેક વાતો વહેતી મૂકી હતી તે પોતે ફ
લગ્ન કેમ કરે ? એ વિષે પોતાના વિચારોમાં તેઓ મક્કમ હત
કોઈપણ જ્ઞાતિના પાંત્રીસ છત્રીસ વર્ષના યુવાનને સંતતિ હોવા છત
ફરી લગ્ન કરવાં એ, તે વખતે સહજ વસ્તુ ગણાતી પણ આ
સિદ્ધાંતવાદી સુધારક આ આકરી કસોટીમાંથી પસાર થયા અ
ફરી લગ્ન કરવાના પ્રલોભનથી દૂર રહી કપોળ જ્ઞાતિમાં એકપત્ન
વ્રતનો સુંદર પદાર્થપાઠ પોતે રજૂ કરી અનુકરણિય અને અભિનંદનિ
દૃષ્ટાંત બેસાડ્યું.

આ આકરી કસોટીમાં બાળકોના ઉછેરની જવાબદા
મુશ્કેલીભરી હતી પણ ગોમતીબેને એ બોજ ઉપાડી લીધો.

આ કસોટીકાળમાં સામાન્ય માણસ જરૂર મૂંઝાય પણ જેમ
હૈયે સેવાભાવના જાગૃત હતી, તેમણે આ આફતને ન ગણકારત
પોતાના પ્રિય વિષય—કેળવણીના કાર્યમાં રચ્યા પચ્યા રહ્યા. ધ
સાથે આ કેળવણીવિષયક પ્રવૃત્તિથી તેમનું દુઃખ હળવું થયું.



## ૬
## વ્યાપાર ક્ષેત્રે

વ્યાપાર વિના લક્ષ્મી નથી. અનુભવીઓએ વ્યાપારને એ પારની ઉપમા આપી છે: આ પાર કાં પેલે પાર.

ખુશાલદાસભાઈએ એ ક્ષેત્રમાં હવે ક્રમે ક્રમે આગળ વધવાની શરૂઆત કરી દીધી હતી. એમણે ઉપાડેલું આડતદલાલીનું કામકાજ ચારેક વર્ષ ઠીકઠીક ચાલ્યું. પણ એટલામાં તો જગતભરમાં આર્થિક મંદીનું મોજું આવ્યું. ૧૯૨૫–૨૬ની એ સાલ હતી, જે વખતે એકેએક વેપારીને મંદીની મુશ્કેલીઓ અનુભવવી પડી. આ સંજોગોમાં ચાર ભાગીદારનું ખર્ચ એક પેઢી પર નભી શકે તેમ ન હતું. તેથી શ્રી. હરિભાઈ તથા શ્રી. ખુશાલદાસભાઈએ પેઢીમાંથી રાજીખુશીથી છૂટા થવાનું સ્વીકાર્યું.

હવે ખુશાલદાસભાઈનું ધ્યાન સ્વતંત્ર ધંધા તરફ ગયું. પરિણામે તેમણે વીમાનો સ્વતંત્ર ધંધો શરૂ કર્યો. કોઈ પણ ધંધામાં સતત ચિંતન, ચિવટ અને ધંધાનો અભ્યાસ એ જરૂરી તત્ત્વો છે. ખુશાલદાસભાઈમાં એ સર્વ તત્ત્વો હતાં. પુરુષાર્થમાં માનનારા એ પુરુષને સામાન્ય સ્થિતિ ન રૂચે. પ્રમાણિકતામાં માનનારા એ આત્માને

ધંધામાં આંટીઘૂંટી ન ગમે. સીધે રસ્તે જનારા સાફ દીલના એ પુરુષને સાચાંજૂઠાં ન ફાવે. શરૂઆતમાં એ માસ્તર થયા; પણ ખર્ચ ઊપડ્યો નહિ. એલએલ.બી થઈ વકીલાત કરવાનું તેમને રૂચ્યું નહિ, વેપાર ખેડી ધન મેળવવા ઈચ્છયું, પણ એમના સાચા સ્વભાવને એ ગમ્યું નહીં, એટલે એ ફાવ્યા નહિ. અંતે એમને કુદરતે જેમાંથી લાભ આપવાનું ધાર્યું હતું, તેવો વીમાનો ધંધો તેમણે હાથ ધર્યો. જે ધંધામાં સીધી સાદી વાત છે, સાચાંખોટાં તત્ત્વ મિશ્રિત કરવાની જેમાં જરૂર નથી, એવો આ વીમાનો ધંધો એમને ફાવી ગયો. અને તેમાંથી તેમને ઝડપી લાભ મળતા ગયા.

બહોળા જનસમુદાયનો સંપર્ક એમને હતો જ. તેમની સેવા અને કાર્યદક્ષતા તરફ લોકોનો ચાહ વધતો જતો હતો. એટલે ટેલિફોનની ઘંટડીએ એમને ત્યાં વીમાનું કામ રોજરોજ વધતું ગયું. જે માણસને વીમો ઉતરાવવાથી લાભ છે, તેમના તરફ પણ તેમની દૃષ્ટિ જતી. એમને એ રીતની સાચી સલાહ આપતા. એમનામાં લોકોને શ્રદ્ધા હતી, વિશ્વાસ હતો અને સદ્‌ભાવના હતી. અને પ્રભુની પણ ઈચ્છા હશે કે સ્વતંત્ર રીતે શુભ સંકેતથી તેઓ સેવા કરી શકે તેટલી લક્ષ્મી એમને આપવી, એટલે ટૂંક વખતમાં વીમાનું કામકાજ એટલું બધું વધી ગયું કે જે ઓરીએન્ટલ વીમા કંપની સાથે તેઓ કામ કરતા, તે કંપનીના સંચાલકો તેમના તરફ મુગ્ધભાવે જોઈ રહ્યા હતા. ઓરીએન્ટલ વીમા કંપનીનો ૧૯૩૪માં હીરક મહોત્સવ ઉજવાયો, તે પ્રસંગે છેલ્લા પાંચ વર્ષના કામકાજમાં પહેલા આવવા બદલ તેમને કંપની તરફથી તેમના કાર્યની ભારે પ્રશંસા સાથે "સુવર્ણ પદક" એનાયત થયો. અને તે પ્રસંગે તે કંપનીના તે વખતના અંગ્રેજ સંચાલક શ્રી. જોન્સે કહ્યું કે,

"શ્રી. પારેખનું કામ એટલું એકધારું અને સંગીન છે, કે તેઓ ઓરીએન્ટલ કંપનીના બધા કામ કરનારાઓમાં પ્રથમ સ્થાનના અધિકારી બન્યા છે."

વીમાના ધંધામાં વિકાસ સાધવો હોય તો એમણે ઘેર ઘેર ફરવું જોઈએ અને પ્રસંગ આવ્યે કોઈની ખુશામત પણ કરવી જોઈએ. પણ એમણે ખોટી સમજાવટ કરવાનો કોઈ દિન પ્રયત્ન કર્યો નથી. એ મિત્રો ને સ્નેહીઓને મળતા, વીમાની જરૂરિયાત સમજાવતા, એ સાચી વાત પણ એમના જીવનની પ્રમાણિકતાની અસર જનસમૂહમાં એવી હતી કે મોટા ભાગનું કામ એમને ઘેર બેઠાં મળતું.

જેમ જેમ ધંધામાં લક્ષ્મી પ્રાપ્ત થતી ગઈ તેમ તેમ એ પરોપકારી પુરુષની સેવાની કામગીરીને પણ અજબ બળ મળતું ગયું. જે આપી શકે તે અપાવી શકે, એ સૂત્ર એમણે જીવનમાં ઉતાર્યું હતું. પ્રસંગ આવ્યે જાહેર કાર્યમાં એ મોખરે ઊભા રહી પોતાની શક્તિ બહારની રકમ પણ આપવામાં પાછા પડતા નહિ. આવી સ્થિતિએ પહોંચતાં ખુશાલદાસભાઈની સાથે સંસર્ગ રાખનારા શ્રીમંતોની દાન આપવાની વૃત્તિ વધુ વિશાળ બની.

ખુશાલદાસભાઈ મુંબઈના બજારમાં નીકળે; એમની અત્યાર સુધીની કાર્યપ્રણાલિકા એવી આકર્ષક હોય છે કે એમને જે જુએ તે ઊભો રહે અને હોંશથી વાત કરે. કોઈ જાહેર સેવાનું કાર્ય હોય, કોઈને વ્યાપારની સલાહ લેવી હોય, કોઈને કૌટુમ્બિક મૂંઝવણનો તોડ ઉતારવો હોય, કોઈને સામાજિક સગપણમાં સરળતા શોધવી હોય, એવા ઘણા માનવીઓનો રોજનો સંસર્ગ ચાલુ હતો. એટલે એમના વીમાના ધંધાને બહુ જ વેગ મળ્યો. પરિણામ એ આવ્યું કે

[illegible]મના લા [illegible] મને લાભ થયા. સાથે સાથે સમ[illegible]જને પણ એને પરિણામે લાભ મળતો રહ્યો છે. જાહેર સંસ્થાઓ સ્થાપવામાં નાણાંની જે મૂંઝવણ પડતી, એ હવે ટળતી જતી હતી અને તેમનાં વચન પર જાહેર કામમાં મોં માગ્યાં નાણાં મળવાં શરૂ થયાં. વીસ હજારની રકમ દાનમાં આપવાની વૃત્તિ સેવતા શ્રીમંતની આંખ, ખુશાલદાસભાઈની આંખ સાથે મળતાં વીસ હજારની રકમને બમણી થતાં વાર ન લાગે. એ પોતે હવે આ ધંધાને અંગે ખૂબ સારી સ્થિતિમાં આવેલ હોવાથી દાન આપનારા વર્ગપર એમની અસર સચોટ થતી.

સેવા સાથે આ રીતની ધંધાની ખીલવણી અને ધંધામાં લક્ષ્મી મેળવ્યા પછી એ લક્ષ્મીનો સમાજ માટે ઉપયોગ કરવાની શુભવૃત્તિ કોઈક જ ભાગ્યશાળી પુરુષને મળે છે. ખુશાલદાસભાઈ એવા ભાગ્યશાળી પુરુષોમાંના એક છે, જેમણે સ્વાર્થ સાથે પરમાર્થ સાધ્યો છે.



૭

## સંસ્થાઓના પ્રાણ

જ્ઞાતિના વિકાસ માટે કેળવણી આપતી સંસ્થાઓની સંખ્યા વધે એવી ભાવના ખુશાલદાસભાઈના કાર્યોએ સર્વત્ર પ્રગટાવી હતી. કપોળ કોમનો હવે ઉદયદિન હતો. ધનિકોમાં પોતાની લક્ષ્મીનો જ્ઞાતિના ઉપયોગમાં સદ્વ્યય થાય એ જાતની લાગણી જન્મી ચૂકી હતી શ્રી. જગજીવનદાસ મહેતા અને ખુશાલદાસભાઈએ એ લાગણીનાં વહેણ સાચે રસ્તે વાળ્યાં. પરિણામે સૌરાષ્ટ્રના જુદાજુદા સ્થળોથી માડીને મુબઈ સુધી કેળવણીની સસ્થાઓના પાયા નંખાવા શરૂ થયા. ૧૯૨૧માં સૌરાષ્ટ્રમા ઈન્ફ્લુએન્ઝાએ ઘણા માણસોનો ભોગ લીધો. ઘણાં કપોળ બાળકોએ માતાપિતાની હૂંફ ગુમાવી હતી ફૂલ સરખા એ બાળકોના ઉછેરના પ્રશ્નો સૌને મૂંઝવતા હતા ઉછેર અને કેળવણીનો પ્રશ્ન મહાપ્રશ્ન બન્યો હતો આ પ્રશ્નની સતત ચિંતા કરતા શ્રી જગજીવનદાસ મહેતા અને ખુશાલદાસભાઈ ચારે તરફ ફરી વળ્યા. અને ઈશ્વરે પીડિતોની ધા સાંભળી હોય તેમ સથરાવાળા શેઠ જાદવજી કમળશીનું કુટુમ્બ એ વખતે સેવાક્ષેત્રમાં બહાર આવ્યું. એ કુટુંબે મુબઈમા સારો

પૈસો અને પ્રતિષ્ઠા મેળવ્યાં હતાં. તેમના ઉદાર સુપૌત્ર શેઠ પરમાણંદદાસ ત્રિભોવનદાસને હૈયે માતાપિતા વિહોણા કપોળ બાળકોની કેળવણીનો પ્રશ્ન વસ્યો અને અમરેલીમાં કપોળ બાળાશ્રમ સ્થાપવા રૂપિયા ૫૦,૦૦૦) અંકે પચાસ હજાર આશરેની રકમ આપી નિઃસહાય બાળકોને મોટી રાહત આપી. આ રીતે અમરેલીમાં કપોળ બોર્ડિંગ અને બાળાશ્રમની સગવડ થઈ. એ ઉપયોગી સંસ્થાઓના પ્રાણ બની આજસુધી એકધારી સેવા તેઓ બન્ને આપતા રહ્યા છે અને ખુશાલદાસભાઈએ શરૂઆતથી જ એ સંસ્થાને પોતાની સેવાકાર્યનું એક વિશિષ્ટ અંગ માની એનો ઉત્કર્ષ સાધવામાં શ્રી. જગજીવનદાસભાઈ સાથે ખૂબ જહેમત ઉઠાવી છે.

મુંબઈની શેઠ વરજીવનદાસ માધવદાસ કપોળ બોર્ડિંગ સાથે તો તેઓ શરૂઆતથી જ ઓતપ્રોત થઈ ગયા હતા. એ સંસ્થાના સુખદુઃખમાં એ નિત્યના સાથી હતા અને છે. કમનસીબે ઈ. સ. ૧૯૨૦માં એ સંસ્થાના એક સ્થાપક અને હિતચિંતક શેઠશ્રી ત્રિભોવનદાસનો સ્વર્ગવાસ થયો. ઉત્તરોત્તર વિકાસ પામતી જતી આ સંસ્થાને શેઠશ્રીના ખંતભર્યા સંચાલનની ખોટ પડી. સંસ્થામાં રસ ધરાવનારી એકે એક વ્યક્તિની જવાબદારી વધી પડી. પોતાની એ સંસ્થા તરફની ભક્તિને પરિણામે ખુશાલદાસભાઈએ તે જવાબદારીમાં પોતાનો યોગ્ય હિસ્સો આપ્યો. આ સંસ્થા ઘણા કપોળભાઈઓની પ્રેરણાદાતા સંસ્થા હતી. પચ્ચીસ વર્ષના ગાળામાં ઘણા ભાઈઓએ આ સંસ્થામાંથી સંસ્કારદિક્ષા લઈ જીવનમાં જુદા જુદા ક્ષેત્રમાં પ્રગતિ સાધી હતી. એ સર્વ ભાઈઓ સંસ્થાની એકેએક પ્રવૃત્તિમાં ચાલુ ઉત્સાહ લેતા હોવાથી એ ઉપયોગી પ્રવૃત્તિ સફળતાને આરે આવી ઊભી.

૧૯૨૨માં આ સંસ્થાનો રજત્ મહોત્સવ ઉજવાયો. એ વખતે શ્રી ખુશાલદાસભાઈની એકધારી અને સંગીન સેવાને ડૉ. જેઠાલાલ વોરા અને શ્રી. મંગળદાસ દેસાઈએ યોગ્ય માનાંજલી આપી અને તેમણે કરેલી સેવાથી જ્ઞાતિમાં પ્રગટેલી સેવાભાવનાની યોગ્ય શબ્દોમાં પ્રશંસા કરી.

શેઠશ્રી ત્રિભુવનદાસની કાર્યદક્ષતા અને એમના વ્યક્તિત્વ પરત્વે વિદ્યાર્થી ભાઈઓને ખૂબ માન હતું. તેમની પુણ્યસ્મૃતિ જાળવી રાખવા શ્રી. ખુશાલદાસભાઈએ મિત્રોની મદદ લઈ જૂના-નવા વિદ્યાર્થીઓ પાસેથી રૂપિયા ૮,૦૦૦) અંકે રૂા. આઠ હજાર ભેગા કર્યા અને શેઠ વરજીવનદાસ માધવદાસ કપોળ બોર્ડિંગ સ્કૂલમાં શેઠ ત્રિભુવનદાસ વરજીવનદાસ પુસ્તકાલયની સ્થાપના કરી.

જનસમૂહમાં જ્ઞાનની પરબો માંડવાની જેટલી જરૂર છે, તેટલી જરૂર પ્રજાનું સુદૃઢ શરીર બનાવવા માટે વ્યાયામમંદિરોની છે એ વિચારે શ્રી. જગજીવનદાસ મહેતા સાથે મળી કપોળ કૉન્ફરન્સના વધેલા ફંડમાથી રૂપિયા આઠ હજાર મેળવી અમરેલી કપોળ બોર્ડિંગના આગણામાં સ્વતંત્ર મકાન બનાવી વ્યાયામમદિર શરૂ કર્યું.

આ રીતે કપોળકોમમાં સંસ્થાઓનું વટવૃક્ષ વિસ્તરતું જતું હતું. એની વડવાઈઓ જુદે જુદે સ્થળોએ જામતી હતી. અને કેળવણીના ક્ષેત્રમા એને છાંયડે અનેક વિદ્યાર્થીઓ પ્રગતિ સાધી રહ્યા હતા. કપોળ જ્ઞાતિના શ્રીમંતોની સખાવતોનો ઝરો સાર્વજનિક દૃષ્ટિએ વહેતો હતો. એમાં આ વખતે શેઠ કરશનદાસ ગોપાળદાસના સ્મરણાર્થે તેમના બંધુ શેઠ વિઠ્ઠલદાસભાઈએ

રૂા. દોઢ લાખની રકમની હિન્દુ વિદ્યાર્થીઓને ઉચ્ચ કેળવણી માટે શિષ્યવૃત્તિઓ આપવા ઉદાર સખાવત કરી. આ ઉપયોગી ફંડનું સંચાલન ૧૯૨૪ની સાલથી ખુશાલદાસભાઈ કરી રહ્યા છે અને શિષ્યવૃત્તિઓ લાયક વિદ્યાર્થીને મળે એ ધોરણ સાચવવામાં તેઓ સર્વદા સંપૂર્ણ કાળજી રાખે છે.

આ ઉપરાંત કપોળ વિદ્યાર્થીઓને શિષ્યવૃત્તિ આપવાનું રૂા. ૭૦,૦૦૦]નું "ગં. સ્વ. કૃષ્ણાબાઈ ટ્રસ્ટ ફંડ" ઉપયોગી બનાવવામાં મંત્રી તરીકે ખુશાલદાસભાઈ સુંદર સંચાલન કરી રહ્યા છે.

અમરેલી કપોળ બોર્ડિંગ, દર વર્ષે એના સેવાભાવી સંચાલકોની ખંતથી આગળ વધી રહી હતી. કપોળ જ્ઞાતિના સખાવતી પુરુષોનું એ યાત્રાધામ બન્યું હતું. ઈ. સ. ૧૯૨૬માં શ્રી. દુલેરાય છગનલાલ મહેતાની સખાવતથી તેમનાં માતુશ્રી વાલીબાઈ તથા ધર્મપત્ની જયાવંતીના સ્મરણાર્થે પ્રાર્થના મંદિર અને પુસ્તકાલયનું મકાન આ કપોળ બોર્ડિંગ સ્કૂલ સાથે બાંધવામાં આવ્યું. અને તેનું ખાતમુહૂર્ત રાષ્ટ્રપિતા પૂજ્ય મહાત્માજીના શુભહસ્તે થયું. આ મકાન જ્યારે તૈયાર થયું ત્યારે સર જગમોહનદાસ વરજીવનદાસને શુભહસ્તે તેની ઉદ્‌ઘાટન વિધિ થઈ. એ પ્રસંગે સર જગમોહનદાસે ભાઈશ્રી જગજીવનદાસ અને ખુશાલદાસભાઈ ને "સંસ્થાના પ્રાણ"ની ઉપમા આપી અને એ બંને સેવકોની ભારે પ્રશંસા કરી હતી.

સૌરાષ્ટ્રમાં કપોળ બાળકો માટે માત્ર અમરેલીમાં જ આ એક સંસ્થા હતી. એટલે રાજુલા, ડેડાણ, નાગેશ્રી, જાફરાબાદ વગેરે દૂર દૂરનાં પથકોમાંથી બાળકોને અભ્યાસ માટે અમરેલી આવવું પડતું હતું. જાફરાબાદમાં તો કેળવણીના ક્ષેત્રમાં કંઈ પણ સગવડ ન હોય

તેવી સ્થિતિ હતી. ત્યાં એક સરકારી શાળા હતી ખરી, પણ શિક્ષણની દૃષ્ટિએ સરખી વ્યવસ્થા ન હતી. કેળવણીની દૃષ્ટિએ જાફરાબાદનાં બાળકોની સ્થિતિ વિચારણીય હતી. એવે વખતે શ્રી. પુરુષોત્તમદાસ ગોરડિયા, શ્રી. પિતામ્બરદાસ વોરા, શ્રી. નાગરદાસ સંઘવી તથા શ્રી. બાબુભાઈ સંઘવીના પ્રયાસે શેઠ સર મનમોહનદાસ રામજીના નેતૃત્વ નીચે ઈ. સ. ૧૯૨૫ ના ડિસેમ્બરમાં "જાફરાબાદ કેળવણી ઉત્તેજક મંડળ" ની સ્થાપના થઈ.

જ્યાં જ્યાં કેળવણીનો પ્રશ્ન હોય ત્યાં ત્યાં ખુશાલદાસભાઈ હોય જ, એટલે આ જાફરાબાદ કેળવણી ઉત્તેજક મંડળના પાયામાં તેમનું વિશિષ્ટ સ્થાન છે. જાફરાબાદના ભાઈઓના ઉત્સાહભર્યા સક્રિય સહકારે આ પ્રવૃત્તિ દિનપ્રતિદિન વિકસતી ગઈ. અને આજે તો જાફરાબાદની એ સંસ્થા ખૂબ ફાલી ફૂલી છે. જાફરાબાદમાં જંજીરાના નવાબની રાજસત્તા હતી. કેળવણીની જરૂરિયાત વિષે એ રાજ્યસત્તા સમક્ષ સાચું સ્વરૂપ રજૂ કરવા શ્રી. ખુશાલદાસભાઈ, શ્રી. ઇંદ્રજીત તુળશીદાસ મહેતા સાથે ડેપ્યુટેશનમાં જંજીરાના તે વખતના દીવાન શ્રી. કાપડીયાને મળવા જાફરાબાદ ગયા. ત્યાંના મહાજન અને દીવાનને મળીને જાફરાબાદના વિદ્યાર્થીઓ માટે અંગ્રેજી પાંચ ધોરણ સુધીની મિડલસ્કૂલ કરવાનું અને બહારગામથી આવતા વિદ્યાર્થીઓ માટે બોર્ડિંગ કરવાનું નક્કી કર્યું બે માસમાં આ યોજનાએ મૂર્ત-સ્વરૂપ લીધું. સં. ૧૯૮૩ ના અક્ષય તૃતિયાને દિને જાફરાબાદ એંગ્લો વર્નાક્યુલર શાળાની વિધિસરની ઉદ્‌ઘાટન વિધિ સર જગમોહનદાસ વરજીવનદાસના વરદ હસ્તે થઈ અને ટૂંક વખતમાં કપોળ બોર્ડિંગ શરૂ કરવાની જાહેરાત કરાઈ. એ પ્રસંગે શેઠ શ્રી. સર જગમોહનદાસે કાર્યકરોને અભિનંદન આપતાં જણાવ્યું કે "શ્રી. ખુશાલદાસ પારેખ,

જેઓ જાફરાબાદની બહારના હોવા છતાં જેમનું દિલ કપોળજ્ઞાતિના પ્રગતિપ્રયાસોથી બહાર નથી, જેઓએ કેળવણીને પોતાનું જીવન-ધ્યેય માન્યું છે, જેઓ મુંબઈમાં વરજીવનદાસ માધવદાસ કપોળ બોર્ડિંગ સ્કૂલમાં સુંદર સેવા આપી રહ્યા છે અને મુંબઈની કોરપોરેશનની સ્કૂલ્સ કમિટીમાં જેઓએ મેમ્બર બની પોતાનું જીવન-ધ્યેય સાબિત કર્યું છે, તેવા અવિરામ પ્રયાસી આજે જાફરાબાદને ભાવિ પ્રજાની ઉન્નત્તિ અર્થે જે કંઈ મદદ કદી રહ્યા છે, તે માટે તેમને ધન્યવાદ આપું છું." જાફરાબાદ મહાજને આ પ્રસંગે તેમને શાલ એનાયત કરી સન્માન કર્યું. શ્રી. પુરુષોત્તમદાસ ગોરડિયાએ અંજલી અર્પતાં જણાવ્યું કે "હું શ્રી. ખુશાલદાસભાઈનો માત્ર મિત્ર નથી પરંતુ તેમના ગુણોનો પૂજક છું. છેલ્લાં ૧૯–૨૦ વર્ષોથી હું તેમના નિકટના પરિચયમાં રહ્યો છું અને તેથી તેમના સદ્ગુણોએ મને તેમનો પૂજારી બનાવ્યો છે. તેમની સેવાવૃત્તિ એટલી ઉચ્ચ છે કે તે માટે હું તેમની જેટલી પ્રશંસા કરું તેટલી ઓછી છે. જ્ઞાતિસેવાનું સતત્ કાર્ય કરતાં રાત્રિ કે દિવસ તેઓ જોતા નથી. જાફરાબાદની જનતાને તેમનો સહકાર આશીર્વાદ આપતો નીવડ્યો છે."

જાફરાબાદ કેળવણી ઉત્તેજક મંડળની પ્રવૃત્તિ ઉત્સાહભેર વિકસતી જતી હતી. બે વર્ષ પહેલાં જ્યાં કેળવણીનાં સાધનોના સાંસા હતા ત્યાં પાંચ અંગ્રેજી ધોરણની શાળા તથા શેઠ નરોત્તમ-દાસ રામજી વોરા ચેરિટીઝ બોર્ડિંગ અને સાર્વજનિક વિદ્યાર્થીગૃહ શરૂ થઈ ચૂક્યાં હતાં.

જાફરાબાદ હવે દિનપ્રતિદિન આગળ વધી રહ્યું હતું. સંવત ૧૯૮૪ના વિજયાદશમીના શુભ દિને શેઠ સર મનમોહનદાસ રામજી નાઈટના વરદ્ હસ્તે શ્રી. મનોરદાસ ગંગાદાસ પારેખ

હાઈસ્કૂલની ઉદ્ઘાટન વિધિ થઈ. એ પ્રસંગે જાફરાબાદના ઉત્સાહી કાર્યકર ભાઈઓના અને ખુશાલદાસભાઈના પ્રયાસને શેઠ મનમોહનદાસ રામજી વગેરેએ માનાંજલી આપતાં જણાવ્યું કે 'પરમાત્મા તરફથી આ સંસ્થા ઊભી કરવા આ બધા ભાઈઓને પ્રેરણા થઈ. અને તેમાં ખુશાલદાસભાઈ જેવા આધેડ કાર્યકરનો સહકાર મળ્યો, તે જાફરાબાદનાં ધન્યભાગ્ય છે.'

૧૯૨૯માં મુંબઈમાં કોમી હુલ્લડ ફાટી નીકળ્યું. એ પ્રસંગે જનતાને શારીરિક કેળવણીની અને સંરક્ષણની જરૂર સમજાઈ. પરિણામે ઠેરઠેર વ્યાયામ પ્રવૃત્તિની શરૂઆત થઈ. ડૉ. જેઠાલાલ વોરાના પ્રયાસો અને શ્રી. ખુશાલદાસભાઈ વગેરે યુવાન મિત્રોના સહકારે મુંબઈમાં વ્યાયામશાળા શરૂ થઈ.

૧૯૩૫માં અમરેલી કપોળ બોર્ડિંગ સ્કૂલના સંચાલનને ૨૫ વર્ષ પૂરાં થતાં હતાં તેથી તેનો રજત મહોત્સવ શેઠ સર ઇશ્વિરદાસ લક્ષ્મીદાસના પ્રમુખસ્થાને ઉજવવામાં આવ્યો. આ પ્રસંગે છાત્રસંમેલન અને કપોળજ્ઞાતિની કેળવણી સંસ્થાઓના સચાલકોની એક કૉન્ફરન્સ પણ યોજવામાં આવી. આ સંસ્થામાંથી બહાર પડેલા વિદ્યાર્થીઓ સારી સ્થિતિમાં હોવા છતાં આ જ્ઞાનદાત્રી માતૃસંસ્થાનું ઋણ અદા કરતાં ચૂકે છે, એવી ટીકા ઘણે ખરે સ્થળે થતી હતી. એ પ્રશ્નને સારી રીતે ઉપાડી લઈ શ્રી. ખુશાલદાસભાઈએ સર્વ છાત્રોનું ધ્યાન ખેંચ્યું અને માતૃસંસ્થાનું ઋણ અદા કરવાની વિનંતી કરતાં આ ભાઈઓ તરફથી ધાર્યા કરતાં સારો ઉત્તર મળ્યો, અને એથી જે નવું ફંડ થયું તેમાંથી એક ગૃહપતિનિવાસ સંસ્થાના કમ્પાઉન્ડમાં બાંધવામાં આવ્યો.

કપોળજ્ઞાતિજનોની સંખ્યા જોતાં જેટલી સંસ્થાઓ હતી તેથી ખુશાલદાસભાઈને સંતોષ ન થયો. અને પ્રસંગે પ્રસંગે જુદાં જુદાં

સ્થળોના જ્ઞાતિબંધુઓને મળી કેળવણી માટેની વિશેષ અને વિવિધ સંસ્થાઓ સ્થાપવાની પ્રેરણા એમણે સૌને આપ્યા જ કરી છે. પરિણામે જાફરાબાદના ભાઈઓએ કેળવણીનું કાર્ય વધુ વિસ્તૃત બનાવવા અનુકરણિય પ્રયાસો કર્યા. જાફરાબાદની કેળવણીનું કાર્ય ત્યાંનાં ભાઈબેનોના આર્થિક સહકારે ઝડપભેર વિકસતું જતું હતું. રૂ. ૪૫,૦૦૦) સ્વર્ગવાસી ભાઈ મનોરદાસના સ્મરણાર્થે તેમના પિતાશ્રી શ્રી. ગંગાદાસ પુરુષોત્તમદાસ પારેખ તરફથી મળી ચૂકયા હતા. ત્યાર બાદ તેમના જ ભાગીદાર દેલવાડાવાળા મહેતા મેઘજી કાનજી માલજીના ટ્રસ્ટીઓ તરફથી બીજા રૂ. ૪૫૦૦૦) મળ્યા અને આ હાઈસ્કૂલને શ્રી. મનોરદાસ ગંગાદાસ પારેખ તથા દેલવાડાવાળા મેઘજી કાનજી માલજી હાઈસ્કૂલની નામકરણ વિધિ અને શ્રી. ગોવિંદજી તુળશીદાસ ગોરડિયાની મિલકતમાંથી રૂ. ૪૩,૦૦૦)ના વ્યાજમાંથી વેપારી વર્ગો ચલાવવાની સહાય મળતાં તેની પણ ઉદ્‌ઘાટનવિધિ તા. ૨૫મી માર્ચ ૧૯૩૫ના દિને દીવાન શ્રી. હરજીવનદાસ કોટકના વરદ્ હસ્તે થઈ.

મહુવામાં પણ કેળવણીની માંગ વધતી જતી હતી. તેથી ત્યાં એક મિડલ સ્કૂલ કરવા માટે નાણાંની સહાય મેળવવા "શ્રી મહુવા કેળવણી સહાયક સમાજ"નું એક પ્રતિનિધિ મંડળ શેઠ શ્રી હરીલાલભાઈની આગેવાની નીચે મુંબઈ આવ્યું. શ્રી. ખુશાલદાસભાઈએ તેમને સારો સહકાર આપી સુંદર સ્વાગત કર્યું અને રૂા. ૨૫,૦૦૦)નું ફંડ એકઠું કરવામાં સક્રિય સાથ આપ્યો. આ પહેલાં શ્રી. ત્રિભોવનદાસ દેવીદાસ કેશવજી મહુવા કપોળ બોર્ડિંગ માટે રૂા. ૭,૦૦૦) મેળવવામાં પૂર્ણ સાથ આપ્યો હતો. આ રીતે મહુવા પણ કેળવણીના રંગે રંગાતું જતું હતું.

કપોળ કોમ કેળવણીના પ્રશ્નો ઉપરાંત મુંબઈ જેવા શહેરમ મધ્યમવર્ગના કુટુમ્બોના નિવાસનો પ્રશ્ન પણ શ્રી. ખુશાલદાસભાઈના મનમાં હતો. સને ૧૯૩૫માં માટુંગામાં શેઠ ભગવાનદાસ નરોત્તમદાસ કપોળનિવાસ ખુલ્લો મુકાયો. આ પ્રકારના નિવાસ મધ્યમ સ્થિતિનાં કુટુમ્બો માટે આશીર્વાદ સમાન છે. આવી સંસ્થાના સંચાલકોને વ્યાજબી વ્યાજ મળે એ રીતે ટ્રસ્ટનાં નાણું આવી ઈમારતમાં રોકવામાં આવે અને તે રીતે કપોળ કોમમાં મધ્યમ કુટુમ્બોને વ્યાજબી ભાડાથી મકાન મળે તો એક પંથ ને દો કાજ થયાં ગણાય એવી શ્રી. ખુશાલદાસભાઈની વિચારસરણીને ટ્રસ્ટીઓએ અનુમોદન આપ્યું. અને માટુંગામાં આ પ્રકારના નિવાસો તૈયાર કરવાની કામગીરી શરૂ થઈ હતી.

શેઠ વરજીવનદાસ માધવદાસ કપોળ બોર્ડિંગની પ્રવૃત્તિના તેઓ પ્રાણ બની રહ્યા છે. સંસ્થા પાસે તેનું સ્વતંત્ર મકાન ન હતું એ ખોટ તેમને સદૈવ સાલતી; પણ ફંડ પૂરતું ન હતું. શેઠ સર જગમોહનદાસ અને સંસ્થાના સર્વ કોઈ શુભચિંતકોની સંસ્થાના સ્વતંત્ર મકાન વિષેની મનોકાંક્ષા પૂર્ણ કરવા સંસ્થાના ભૂતપૂર્વ વિદ્યાર્થીઓ પાસેથી રૂ. ૨૫,૬૦૦) શ્રી. ખુશાલદાસભાઈએ મેળવ્યા. તા. ૧૪-૫-૧૯૩૭ ના દિને સંસ્થાનું સ્વતંત્ર ભવ્ય મકાન શેઠ સર પુરુષોત્તમદાસ ઠાકોરદાસના વરદ્ હસ્તે ખુલ્લું મુકાયું. આ કપોળ કોમની આગેવાન સંસ્થામાં રસ લેતાં સૌકોઈનું સ્વપ્ન આ પ્રમાણે સિદ્ધ થયું.

સંસ્થાઓ સ્થાપવાની અને ક્રમેક્રમે તેને વિકસાવવાની કળા ખુશાલદાસભાઈને સંપૂર્ણપણે વરેલી છે. જ્યાં શિક્ષણનું એક પણ સાધન ન હોય ત્યાં પ્રથમ ચાલુ શાળામાં અંગ્રેજી ધોરણ શરૂ કરવા



શ્રી જાફરાબાદ શિક્ષણમંદિર





શ્રી અમરેલી વિદ્યાલય

પ્રયત્ન કરે. એમાં સફળ થાય કે તુરત જ મિડલસ્કૂલની વાત આવે. મિડલ સ્કૂલ માટેના દાતા મળી રહે કે તુરત સંસ્થાના સ્વતંત્ર મકાનની યોજના તેઓ રજૂ કરે. એ સ્વપ્ન સિદ્ધ થાય ત્યાં સુધીમાં હાઈસ્કૂલની તૈયારી થઈ ચૂકી હોય અને સારા એવા નિભાવફંડની વાતો ચાલતી જ હોય. આ રીતે એક પછી એક પગથીયે આખી ઈમારત તૈયાર કરી લેવી અને જુદા જુદા દાતાઓને સંકલિત કરીને સંસ્થાને સદ્ધર બનાવવી એ તો ખુશાલદાસભાઈનું જ કામ ! એ કળામાં એ એક અને અજોડ છે.

જાફરાબાદ કેળવણી ઉત્તેજક મંડળનો ઉત્સાહ અનન્ય હતો. એ મંડળની પ્રવૃત્તિ શેઠ શ્રી. હરગોવિંદદાસ જમનાદાસ રામજીની રાહબરી નીચે આગળ વધી રહી હતી. હાઈસ્કૂલ સુધીની પ્રગતિ થયા પછી તે સંસ્થા માટે સ્વતંત્ર અને શાળાને અનુકૂળ એવા મકાનની જરૂરિયાત જણાતી હતી. એને અંગે સારી રકમનું ફંડ થયું અને સંવત ૧૯૯૩ ના આસો શુદ ૧૦ ના શુભદિને શ્રી. ખુશાલદાસભાઈના વરદ્દહસ્તે એ મકાનનું ખાતમુહૂર્ત થયું. જાફરાબાદ મિડલ સ્કૂલ, હાઈસ્કૂલ અને વ્યાયામશાળા માટેનાં મકાનો દેલવાડાવાળા વોરા કેશુરદાસ પ્રાણજીવનદાસના ખંતભર્યાં પરિશ્રમે તૈયાર કરવામાં આવ્યાં. સંવત ૧૯૯૫ ના પોષ શુદી ૫ ને દિને આ ભવ્ય મકાનોની ઉદ્‌ઘાટન વિધિ શેઠ સર ઇશ્વિરદાસ લક્ષ્મીદાસ નાઈટના વરદ્દહસ્તે થઈ. આ પ્રસંગે જે પ્રવચનો થયાં એમાં મહુવાના નગરશેઠ શ્રી. હરીલાલભાઈએ ખુશાલદાસભાઈની આ પ્રકારની સેવાઓને અંજલી આપતાં જણાવ્યું કે : "જાફરાબાદ ખુશાલદાસભાઈનું વતન નથી. પણ જ્યાં જ્યાં કપોળ વસે છે, ત્યાં ત્યાં તેમણે પોતાનું વતન કરી દીધું છે. તેથી જ તેમને કપોળ જ્ઞાતિના

"ગોર"નું ઉપનામ આપવું તે ખોટું નથી ગામેગામ અને ઘેરઘેર રખડી કપોળ સંસ્થા માટે પોતે ભિક્ષુક બન્યા છે એ બધું કાર્ય ચાલુ રાખવાને પરમાત્મા તેમને લાંબુ આયુષ્ય આપે"

જાફરાબાદ કેળવણી ઉત્તેજક મંડળના કાર્યકરોએ જાફરાબાદની કેળવણી સંસ્થાઓને શ્રી ખુશાલદાસભાઈએ અર્પેલી સેવાની કદર કરતા અને યાદગીરી તરીકે તેમની આરસ પ્રતીમા શાળાના પ્રવેશ દ્વાર પાસે સ્થાપિત કરી શ્રી ખુશાલદાસભાઈનું બહુમાન કર્યું અને તેની અનાવરણવિધિ સૌજન્યમૂર્તિ શ્રી ગોરધનદાસ ભગવાનદાસ નરોત્તમદાસના વરદ્ હસ્તે થઈ

શ્રી ખુશાલદાસભાઈએ શેઠ વનજીવનદાસ માધવદાસ કપોળ બોર્ડિંગના વિદ્યાર્થી, ગૃહપતિ અને માનદ્ મંત્રી તરીકે આ સંસ્થામાં ઓતપ્રોત થઈ વિદ્યાર્થીઓની જે અવિરત સેવા બજાવી હતી તેની વિદ્યાર્થી મંડળ તરફથી યત્કિંચિત્ કદરદાની અને યાદગીરી તરીકે તેમનું તૈલચિત્ર બોર્ડિંગના ભવ્ય મકાનના સર જગમોહનદાસ વરજીવનદાસ હૉલમાં સાક્ષરશ્રી કનૈયાલાલ મુનશીના વરદ્ હસ્તે ખુલ્લું મૂકવાનો સમારંભ તા ૩૦ ૧૨ ૩૯ ના દિને યોજાયો હતો. આ પ્રસંગે કપોળ કોમના અગ્રગણ્ય બૅરિસ્ટર શ્રી મંગળદાસ દેસાઈએ એમની લાક્ષણિક વાણીમાં કહ્યું કે "એક બાબત માટે બે વાર હસવું આવતું નથી. બે વાર આનંદ પણ આવતો નથી પણ ખુશાલદાસભાઈનું સેવાકાર્ય એવું છે કે એમની સ્તુતિ ફરી ફરીને કરવાનું મન થાય આવા સેવકનું તૈલચિત્ર આ સંસ્થામાં ખુલ્લું મુકાય છે, તે તેમની સેવાના બદલા તરીકે નહિ, પણ અહિં ભણતા વિદ્યાર્થીઓ એમની ઉન્નત જીવનભાવનામાંથી પ્રેરણા લે એ જ છે" ડૉ શ્રી જેઠાલાલ વોરાએ પ્રાસંગિક પ્રવચન કરતા જણાવ્યું કે

"શ્રી. ખુશાલદાસભાઈ આ સંસ્થાના પ્રથમ વિદ્યાર્થી છે. અને ત્યારથી આજદિન સુધી તેના આત્મા રહ્યા છે. જ્ઞાતિમાં જ રહીને એમણે જ્ઞાતિની અને એ રીતે દેશની અમુલ્ય સેવા કરી છે. આજે યુવાનોમાં એવી માન્યતા પેસી ગઈ છે કે કોમનું નામ લેવું એટલે રાષ્ટ્રહિત વિરોધી બનવું, પરંતુ કોમ જેવા એક સમૂહને કેળવવામાં, તેને વિકાસને માર્ગે વાળવામાં આવે તો એવા સમૂહ પણ રાષ્ટ્રનું અંગ હોઈ તે રીતે કોમદ્વારા રાષ્ટ્રની પણ સેવા થઈ શકે છે એ ભાઈ ખુશાલદાસે પોતાના દૃષ્ટાંતથી સાબિત કર્યું છે."

તૈલચિત્ર ખુલ્લું મુકાયેલું જાહેર કરતાં શ્રી. કનૈયાલાલ મુનશીએ જણાવ્યું હતું કે "શ્રી. ખુશાલદાસભાઈ મારા વર્ષોજૂના મિત્ર છે. જ્યારે જ્યારે મારે તેમના પર કામનો બોજો નાંખવો હોય ત્યારે ત્યારે હું તેમની પાસે પહોંચી જતો, અને દર વખતે તેમના સરળ અને સાચા હૃદયથી મારો ભાર તેમણે હળવો કર્યો છે. તેમનામાં એ સદ્દગુણ છે કે કામથી તેઓ કદી થાકતા નથી. કપોળ કોમ ઘણી ઉદાર છે. મુંબઈ બહાર પણ તેમની અનેક સંસ્થાઓ છે. પરંતુ ભૂલવું ન જોઈએ કે જેટલી દાનની મહત્તા છે, તે કરતાં તે એકઠું કરનાર અને સન્માર્ગે વાળનારની મહત્તા અનેકગણી વધારે છે. દાન કરે છે તે કર્તવ્ય કરે છે, પરંતુ દાન લે છે તે તો ઉપકાર જ કરે છે. કારણ કે એ દાનનો સદ્દુપયોગ કરી બતાવે છે, એ સુપાત્ર છે. ભાઈ ખુશાલદાસને તમે ગોર કહો છો, સાક્ષરી ભાષામાં હું કહું તો તેઓ "કુલગુરુ" સમાન છે. તેમની સેવાઓને મારી અંજલી આપું છું."

સખાવતોના ક્ષેત્રમાં દાનવીરોનો હાથ હવે વધુ ઉદાર બનતો જતો હતો. મહુવા કપોળ બોર્ડિંગ અને મિડલ સ્કૂલની સ્થાપના

પછી શેઠ મોહનલાલ હરજીવનદાસ કપોળ બાળાશ્રમની ઉદ્ઘાટન-વિધિ તા. ૨૯-૧૨-૧૯૪૦ ના દિને લેડી શ્રી. લક્ષ્મીબેનના આશિષ સાથે શેઠ મનોરદાસ ત્રિભોવનદાસના વરદ્હસ્તે થઈ. આ સંસ્થાની સ્થાપનામાં રૂા. ૬૦,૦૦૦) નું ફંડ થયું હતું અને એમાં ખુશાલદાસ-ભાઈનો પૂરો સહકાર હતો. ખુશાલદાસભાઈની મહુવાને અંગે સર્વ સેવાપ્રવૃત્તિને અનુલક્ષીને શ્રી મહુવા કેળવણી સહાયક સમાજે તેમના તરફનો આભાર વ્યક્ત કરવા એક સન્માન સમારંભ યોજ્યો હતો.

આ વર્ષમાં મુંબઈની સર હરકીસનદાસ હૉસ્પિટલમાં વધતી જતી મોંઘવારીને લઈ વાર્ષિક ખર્ચમાં મોટી રકમની ખોટ આવતી હતી. તે પૂરી કરવા શેઠ શ્રી. ગોરધનદાસભાઈ સાથે ફરીને શ્રી. ખુશાલદાસભાઈએ સારી રકમનું ફંડ કરવામાં સક્રિય સાથ આપ્યો અને આ રીતે સર હરકીસનદાસ હૉસ્પિટલની કામ-ગીરીમાં ગૂંથાયા.

ભાવનગરની શેઠ ભગવાનદાસ ભવાનભાઈ કપોળ બોર્ડિંગ માટે મુંબઈ અને ભાવનગરમાં મહેનત કરી રૂા. ૨૭,૦૦૦) મેળવ્યા અને બીજા રૂા. ૧૫,૦૦૦) મળતાં આ સંસ્થા સાથે સંઘવી મૂળજી ગોવિંદજીનું નામ ઉમેરવાની વિધિ થઈ.

આ અરસામાં સુરતના કપોળ કોમના કેળવણીપ્રિય સજ્જન સ્વર્ગવાસી શેઠ શ્રી. હરિવલ્લભભાઈની તૈલતસ્વીર સુરતની કપોળ વાડીના હૉલમાં શ્રી. ખુશાલદાસભાઈના વરદ્હસ્તે ખુલ્લી મુકાઈ.

જાહેરજીવનના ક્ષેત્રમાં સર્વત્ર હવે ખુશાલદાસભાઈની સેવા તરફ સહુનું લક્ષ ગયું. જ્યાં જુઓ ત્યાં આ સેવાભાવી પુરુષે કપોળ

જ્ઞાતિની કેળવણીની અને કપોળ જ્ઞાતિ રાષ્ટ્રના અંગ તરીકે સ્થાન મેળવે એ પ્રવૃત્તિને પોતાની કરી લીધી હતી.

અમરેલીમાં રાજ્ય તરફથી કેળવણીનાં સાધનો મર્યાદિત હતાં તેથી ઘણાં બાળકોના વિદ્યાભ્યાસનો પ્રશ્ન ચિંતાજનક બનતો જતો હતો. આ પ્રશ્નનો ઉકેલ કરવા અમરેલીના આગેવાનો સાથે મળીને શ્રી અમરેલી કેળવણી મંડળની સ્થાપના કરી. પરિણામે કપોળ બોર્ડિંગના પ્રાર્થનામંદિરમાં શ્રી નૂતન અંગ્રેજી શાળા શરુ થઈ.

આ સંસ્થાનાં સ્વતંત્ર મકાન માટેનો શ્રી. ખુશાલદાસભાઈનો પુરુષાર્થ શરૂ થયો હતો.

દાતાઓ અને સરકાર પાસેથી સારી જમીન મેળવી, તા. ૧૩મી ઑક્ટોબર ૧૯૪૩ ને દિને સેવામૂર્તિ શેઠ શ્રી. ગોરધનદાસ ભગવાનદાસ નરોત્તમદાસના વરદ્ હસ્તે શાળાના સ્વતંત્ર મકાનનું ખાતમુહૂર્ત થયું અને મકાન ફંડમાં સારી રકમ એકઠી થઈ.

મહુવાને આંગણે હવે પ્રજાકિય શાળા શરુ થઈ ચૂકી હતી. એ સંસ્થાનું ફંડ ટૂંકું હતું અને સંસ્થા માટે સ્વતંત્ર સગવડભર્યા મકાનની ખાસ જરૂર હતી.

આ અરસામાં શ્રી. રતીલાલ ગાંધીના પુત્ર અને શ્રી. ખુશાલદાસભાઈના દોહિત્ર ભાઈશ્રી કિશોર બાલ્યાવસ્થામાં દેવગત્ થતાં તેના સ્મરણાર્થે શ્રી. રતીલાલ ગાંધીએ રૂા. ૨૫૦૦૦ શ્રી મહુવા કેળવણી સહાયક સમાજને અર્પતાં મહુવામાં ચાલતી મિડલ સ્કૂલ સાથે ભાઈ કિશોરનું નામ જોડવામાં આવ્યું અને તેનો નામકરણવિધિ

શ્રી. રતીલાલભાઈના સ્નેહી શેઠ શ્રી. દાઉદભાઈ હુણીબના વરદ્ હસ્તે થયો.

આ પ્રસંગે શ્રી. રતીલાલભાઈ ગાંધી તથા શ્રી. ખુશાલદાસભાઈના સ્નેહી મિત્ર વર્ગમાંથી રૂા. ૫૪૦૦૦ નું આ સંસ્થા માટે બીજું ભંડોળ થયું અને શાળા માટે ના. દરબારશ્રી તરફથી મળેલી વિશાળ જગ્યા ઉપર સ્વતંત્ર મકાનનું ખાતમુહૂર્ત જાણીતા મિલમાલિક શેઠ મગનલાલ પ્રભુદાસના શુભ હસ્તે થયું.

અમરેલી, મહુવા, જાફરાબાદ એ સર્વ સ્થળોમાં સાર્વજનિક શિક્ષણ સંસ્થાઓ વધતી જતી હતી. જુદાં જુદાં સ્થળના દાનવીરો પોતાની જનમભોમકાનાં બાળકો કેળવણી લેતાં થાય એ દૃષ્ટિએ પોતાના ઉદાર હાથ લંબાવી પોતે મેળવેલી લક્ષ્મીનો સદ્વ્યય કરી રહ્યા હતા.

રાજુલાના રહીશોએ આ વખતે સારી લક્ષ્મી પ્રાપ્ત કરી હતી. સંસ્કાર અને સેવાભાવ રાજુલાના રહીશોને પહેલેથી વર્યા હતા. એટલે પ્રસંગ આવતાં રાજુલાના ધનપતિઓમાં પોતાના ગામની સેવા સાધવાની સુંદર ભાવના જાગી. શ્રી. ખુશાલદાસભાઈની ચપળ દૃષ્ટિએ એ ભાવના ઝીલી લીધી. ત્યાંના યુવાન કાર્યકર શ્રી. કનુ લહેરીના પ્રયાસથી તેમના મામા પારેખ શ્રી. હરજીવનદાસ દેવકરણે સને ૧૯૪૪ માં બાલમંદિરની શરૂઆત કરી હતી. અને આ રીતે રાજુલાને આંગણે સેવાભાવનાના પ્રથમ ગણેશ આ સંસ્થાથી મંડાયા હતા.

રાજુલામાં ઘણાં વર્ષો પહેલાં સ્વ. શ્રી. સંઘવી મૂળજી દયાળના સ્મરણાર્થે વિદ્યાર્થીગૃહ માટે રૂા. ૧૦૦૦૦ની રકમ જુદી રાખવામાં આવી હતી, જે એક મકાનમાં રોકવામાં આવી. તે

મકાન વેચતાં એના રૂા. ૫૪,૦૦૦) ઉપજ્યા અને શ્રી. ત્રંબકલાલ આણંદજી અને તેમના બંધુઓએ રૂા. ૨૫,૦૦૦) આપી સંસ્થા સાથે તેમના પિતાનું નામ જોડયું. પરિણામે સંઘવી મૂળજી દયાળ તથા સંઘવી આણંદજી જગદીશ કપોળ વિદ્યાર્થીગૃહનું મકાન અને નિભાવ ફંડ કુલ રૂા. ૧,૨૫,૦૦૦)નું થયું.

ખુશાલદાસભાઈની ચકોર દૃષ્ટિએ રાજુલા આસપાસનાં ગામડાંઓની મુખ્ય જરુરિયાતો પારખી લીધી. રાજુલાવાસી લક્ષ્મીનંદનોના દિલમાં વહેતો દાનનો ઝરો એ મુખ્ય જરૂરિયાતો તરફ વળે એ આ સમાજસેવકની ભાવના હોવાથી વૈદકીય રાહત અને પ્રસૂતિગૃહની યોજના મૂર્ત સ્વરૂપ લેવા લાગી.

રાજુલા અને આજુબાજુનાં ગામોમાં વૈદકીય રાહત તેમજ પ્રસૂતિગૃહની જરિરૂયાત હતી એટલે શ્રી. ખુશાલદાસભાઈની એ ભાવના ફળી. ભૂતા છગનલાલ વિશ્રામના કુટુંબીઓએ રૂા.૫૦,૦૦૦) સાર્વજનિક દવાખાના અને પ્રસૂતિગહ માટે આપવાનું જાહેર કર્યું. ભુતા છગનલાલ ત્રીકમજી ટ્રસ્ટ અને એક સોનારણ બહેનનું રૂા. ૨૫,૦૦૦) આશરેનું મકાન આ યોજનામાં ભળ્યા; ઉપરાંત વોરા ગીરધરલાલ ત્રીકમજી ટ્રસ્ટ તરફથી રૂા. ૨૫,૦૦૦). 'પ્રસૂતિગૃહ'માં ઉમેરાયા. અને આ રીતે "ભુતા છગનલાલ વિશ્રામ તથા ભુતા છગનલાલ ત્રીકમજી દવાખાનું અને ભુતા છગનલાલ વિશ્રામ તથા વોરા ગીરધરલાલ ત્રીકમજી પ્રસૂતિગૃહ"ની ઉદ્દઘાટનવિધિ શેઠ શ્રી. ગોરધનદાસ ભગવાનદાસ નરોત્તમદાસના વરદ હસ્તે સંવત ૨૦૦૦ ના મહા વદ ૧૧ ને દિને થઈ. આ સંસ્થાના નિભાવ ફંડમાં રૂા. ૧૨૫,૦૦૦ અને મકાન ફંડમાં રૂા. ૪૦,૦૦૦ આશરે થયા.

જાહેર સેવાપ્રવૃત્તિની દીપમાલા પ્રગટાવનાર કોઈ બહાર આવે છે ત્યારે એ દીપમાલામા અનેક દીપકો પ્રગટે છે એ ન્યાયે રાજુલાના કપોળ દાનવીરોના હૃદયમા ગૌરક્ષાનો જરૂરી અને સારો પ્રશ્ન ઉદ્ભવ્યો

મહાત્માજીએ એક પ્રસગે 'સ્વરાજ્યની વ્યાખ્યા શુ?' એમ કોઈએ પૂછતા ટૂકો પણ માર્મિક ઉત્તર આપ્યો હતો કે "માત્ર સ્વરાજ્ય એટલે ગૌરક્ષા"

રાજુલા મહાજન પાસે ગૌશાળાને અગે જગ્યા હતી ભેરાઈવાળા શેઠ ભગવાનદાસ ગોકળદાસ વોરાને ગૌસેવાના કાર્યમા ખૂબ રસ હતો એટલે ગૌપાલનની દૃષ્ટિયે રાજુલામા આધુનિક ગૌશાળા ચાલુ કરવા રૂા ૨૫,૦૦૦) પોતે આપ્યા તથા રૂા ૨૫૦૦૦) પોતાના મિત્રો પાસેથી અપાવ્યા

કવિએ ગાયેલા વેણુ આ ભેરાઈના ગૌભક્ત ધનપતિએ સાચા પાડ્યા

"હોય પોતાની કને પર પાસે
આપી દીયો જી અપાવી દીયો"

અને રાજુલાને આગણે ગૌશાળાની તૈયારી થઈ

ભાવનગરના પ્રજાપ્રિય દરબારે ગૌશાળા માટે યોગ્ય તેવી જમીન વ્યાજબી દરે આપવાની ઉદારતા બતાવી

આ રીતે રાજુલાને આગણે એક આધુનિક ગૌશાળાની યોજના તૈયાર થતા આ સર્વ યોજનાઓના પ્રાણ સમા શ્રી ખુશાલ દાસભાઈના યશસ્વી હસ્તે સ ૨૦૦૦ના મહા વદ ૧૧ ને દિને શાળાના મકાનોનુ ખાતમુહૂર્ત થયુ આ ગૌશાળાના મકાન

તથા નિભાવ ફંડમાં કુલ રૂપિયા એક લાખ એકઠા થયા. ઉપરાંત બીજી મીતી ફંડની રકમ રૂપિયા ૪૫,૦૦૦) ની થઈ.

રાજુલામાં આ રીતે આ ત્રણે સંસ્થાઓની સ્થાપનામાં શ્રી. ખુશાલદાસભાઈનો પરિશ્રમ ખૂબ હતો. વિદ્યાર્થીગૃહની યોજનામાં શ્રી. ત્રંબકલાલભાઈને સલાહ, સૂચના અને સહકાર આપી એને મૂર્ત સ્વરૂપ આપ્યું. દવાખાના અને પ્રસૂતિગૃહની યોજનામાં શ્રી. વિઠ્ઠલદાસ ભુતા તથા એમનાં પૂજ્ય માતુશ્રી ગં. સ્વ. પૂરીબહેનને રૂા. ૫૦,૦૦૦) નો આ રીતે સદ્‌વ્યય કરવાની પ્રેરણા આપી અને દવાખાના તથા પ્રસૂતિગૃહનાં મકાન માટે શ્રી. મનુભાઈ કાળીદાસ મહેતા પાસેથી રૂા. ૧૫૦૦૦) મેળવ્યા.

ગૌશાળા માટે તો શેઠ શ્રી. ભગવાનદાસભાઈએ રૂા.૫૦,૦૦૦) આપી એ કાર્યની સર્વ જવાબદારી શ્રી. ખુશાલદાસભાઈને જ સોંપી.

જવાબદારી ઉપાડવામાં શ્રી. ખુશાલદાસભાઈ અજોડ છે. જે જવાબદારી તેઓ લે એને સાંગોપાંગ પાર ન ઉતારે ત્યાં સુધી તેઓ જંપીને બેસે નહિ.

રાજુલાની સંસ્થાઓ માટે દરેક સંસ્થાને સુયોગ્ય જમીન મળે એ માટે ભાવનગરના નામદાર મહારાજા સાહેબ અને રાજ્યાધિકારીઓને વારંવાર મળી ખૂબ પરિશ્રમ લઈ એ કાર્ય ખૂબ ઝડપથી પાર પાડયું.

રાજુલા હવે લોકોપયોગી કાર્યોની પ્રેરણાનાં પૂર વહાવી રહ્યું હતું. શ્રી. ખુશાલદાસભાઈના પરિશ્રમ અને સુંદર આયોજનમાં રાજુલાના ધનપતિઓએ આપેલ અનન્ય સહકારને પરિણામે સર્વ યોજનાઓનો ઝડપભેર ઉકેલ થવો શરુ થઈ ગયો. ભાવનગરના સહૃદયી મહારાજા શ્રી, કૃષ્ણકુમારસિંહજી તથા રાજ્યાધિકારીઓને

પણ શ્રી. ખુશાલદાસભાઈએ આ જાહેર કાર્યોમાં ઉત્સાહભર્યો રસ લેતા કર્યા અને સંવત ૨૦૦૦ ના વૈશાખ શુદ ૧૨ ને મંગલ દિને ભાવનગરના ના. મહારાજાને વરદ્ હસ્તે કપોળ વિદ્યાર્થીગૃહ, દવાખાનું અને પ્રસૂતિગૃહનાં મકાનોનાં ખાતમુહૂર્ત થયાં.

આ પ્રસંગે ત્રણે સંસ્થાઓમાં કેટલાંક ચાલુ ટ્રસ્ટો ભેળવાયાં અને સંસ્થાઓ આર્થિક રીતે સંગીન બની. આ સર્વ સખાવતોનો આંકડો રૂપિયા સવાચાર લાખ ઉપર પહોંચી ગયો.

શિહોર એ પણ કપોળ કોમનું મુખ્ય જૂનું ધામ. શિહોરવાળા ભુતા શ્રી. નંદલાલ મૂળજી તથા ભાઈઓને શિહોરમાં સાર્વજનિક દવાખાનું કરવાનો વિચાર સ્ફુર્યો. શ્રી. ખુશાલદાસભાઈ જેવા સમર્થ સમાજસેવકે એ વિચારને ઝીલ્યો અને એને અંગેની આખી યોજના તૈયાર કરી આપી સક્રિય સાથ આપ્યો.

આ શ્રી. મણીબાઈ મૂળજી ભુતા સાર્વજનિક દવાખાનાની ઉદ્ઘાટનવિધિ તા. ૧-૭-૪૪ ને શુભ દિવસે ભાવનગરના નાયબ દિવાન શ્રી. નટવરલાલ સુરતીના શુભ હસ્તે થઈ. એ પ્રસંગે શ્રી. ખુશાલદાસભાઈનો આભાર માનતાં શ્રી. નંદલાલભાઈએ જણાવ્યું કે: "જેમણે મને આ કાર્ય કરવા પ્રેરણા આપી આ કાર્યમાં સહાય કરી છે તે શ્રી. ખુશાલદાસભાઈનો મારે આભાર માનવાનો છે. તેમની પ્રેરણા સિવાય આ દવાખાનું હસ્તીમાં આવ્યું ન હોત."

ભાવનગરના નાયબદિવાન શ્રી. સુરતીએ દવાખાનું ખુલ્લું મૂકતાં શ્રી. ખુશાલદાસભાઈના સેવાકાર્યનો ઉલ્લેખ કરી જણાવ્યું હતું કે: "શ્રી. ખુશાલદાસભાઈ આવી ઘણી સખાવતોના કારણભૂત ના છે. તેમણે લાખો રૂપિયાની સખાવતો કરાવી છે. તેમનું જીવન

ખરેખર ધન્ય છે. શ્રી. નંદલાલભાઈ તથા શ્રી. ખુશાલદાસભાઈને આ સત્કાર્ય બદલ હું ધન્યવાદ આપું છું.''

લાખોની સખાવતો કરાવનાર, અને લોકહિત તથા વિવિધ સેવાકાર્યમાં રાતદિવસ રચ્યાપચ્યા રહેનાર શ્રી. ખુશાલદાસભાઈના દિલમાં હવે એક પ્રકારની નવી વિચારણા પ્રગટી.

જાફરાબાદ, મહુવા, રાજુલા, ભાવનગર, શિહોર અને અમરેલીની જનકલ્યાણની વિવિધ સંસ્થાઓ હવે જામતી જતી હતી. એ જોઈ આ સેવાના ભેખધારી પુરુષને એક પ્રકારનો સંતોષ થતો હતો. પણ હજુ એમને એ સંતોષમાં કંઈક ઊણપ લાગતી હોય એ રીતે પોતે આ સેવાક્ષેત્રે પોતા તરફથી જ કંઈક ફૂલ નહિ ને ફૂલની પાંખડી આપી શકાય એ પોતાના સુપુત્રોની સંમતિથી આપવાનું જાહેર કર્યું. સોરઠી ધરાના એ સુપુત્રે માતૃભૂમિ પ્રત્યેનું ઋણ ચૂકવવું બાકી ન રહે એ માટે રૂપિયા ત્રીસ હજાર અમરેલી કેળવણી મંડળને ચરણે ધર્યા.

આ આજીવન સેવકના આ સત્કાર્યે આખાયે પથકને ઓર પ્રેરણા આપી અને એમના મિત્રો શ્રી. મોહનભાઈએ તથા શ્રી. ભીમજીભાઈએ પણ પોતા તરફથી રૂપિયા ત્રીસ હજાર જાહેર કર્યા. આ રીતે અમરેલીના કેળવણી ભંડોળમાં રૂપિયા સાઠ હજારનો ઉમેરો થયો.

વાત આગળ ચાલી અને શ્રી. ખુશાલદાસભાઈના સ્નેહી મિત્રો તરફથી સારી એવી રકમ શાળાના મકાન ફંડમાં મળી.

લડાઈના સંજોગોને પરિણામે મકાન માટેની સામગ્રીના ભાવો દિનપ્રતિદિન વધ્યે જતા હતા, ઉપરાંત કેટલીક વસ્તુઓ

કંટ્રોલને કારણે મેળવવી મુશ્કેલ બની ગઈ હતી. લાવવા લઈ જવાનાં સાધનો મેળવવાની મુશ્કેલીનો પાર નહોતો, કારીગર વર્ગની મજૂરીના દરો આસમાને ગયા હતા અને આદર્યાં અધૂરાં રહે એવી પરિસ્થિતિ હતી. છતાં જે સંસ્થામાં ખુશાલદાસભાઈનાં નામ અને કામ જોડાયલાં હતાં તેને પાર પાડવા સહુ કોઈ આતુર હતા. સહુએ લાગણીપૂર્વક સહકાર આપ્યો અને બહુ ભારે પરિશ્રમે ઝડપભેર અમરેલીને આંગણે "શ્રી. ખુશાલદાસ કુરજી પારેખ અને મહેતા રૂગનાથ પૂંજા વિદ્યાલય"ની રાજમહેલ સમી એક ઈમારત ખડી થઈ ગઈ. પુણ્યશાળીનાં પુણ્ય ફળે છે એમ શ્રી. ખુશાલદાસભાઈએ જીવનભર જે સેવાનાં તપ સાધ્યાં છે એની સિદ્ધિરૂપ આ સંસ્થાની ઉદ્‌ઘાટન વિધિ મુંબઈ પ્રાંતના મહાસચિવ દેશભકત શ્રી. બાલાસાહેબ ખેરને વરદ્ હસ્તે તા. ૫-૨-૧૯૪૫ ને દિને થઈ.

આ મકાનનું ફંડ અને નિભાવ ફંડ રૂા. ૩,૦૦,૦૦૦) થતાં અમરેલીને આંગણે એક સરસ કેળવણીની સંસ્થા શરુ થઈ.

આ સંસ્થાની ઉદ્‌ઘાટનવિધિ પ્રસંગે સુપ્રસિદ્ધ સાક્ષર શ્રી. રમણલાલ વસંતલાલ દેસાઈએ એ સંસ્થાના પ્રાણ શ્રી. ખુશાલદાસભાઈ વિષે બોલતાં જણાવ્યું કે :

"શ્રી. ખુશાલદાસભાઈની ખરેખર પ્રશંસા કરીએ તેવું કાર્ય તેમણે કરી બતાવ્યું છે. જેનાં વખાણ સામાવાળા કરી શકે તે જ સારો કાર્યકર છે. પૂ. ઠક્કર બાપા, શ્રી. ત્રિવેદી, શ્રી. મોતીભાઈ અમીન અને એવા બીજા મહાન ગુજરાતના પ્રાતઃસ્મરણીય પુરુષોમાં શ્રી. ખુશાલદાસભાઈએ ઝડપી સ્થાન લીધું છે. આવી શક્તિશાળી વ્યક્તિઓ જે અમરેલીમાં હોય તે અમરેલી ગૌરવ લઈ શકે છે."

વિદ્યાલયનું ઉદ્ઘાટન કરીને શ્રી. ખેર સાહેબે જણાવ્યું કે : "શ્રી. ખુશાલદાસભાઈએ કેળવણીના કાર્ય માટે જીવન સમર્પ્યું છે. કાઠિયાવાડમાં બીજી અનેક પ્રવૃત્તિ કરીને, શ્રીમંત ન હોવા છતાં રૂપિયા ત્રીસ હજાર જેવી રકમ આ સંસ્થાને ચરણે ધરી છે તે જોઈ મને આનંદ થાય છે. અમે સાથે ભણતા. એ જે શીખ્યા તે હું શીખ્યો નથી. તેમના આદર સન્માન માટે મને આજે જે વધુ તક મળી તે માટે હું મારી જાતને ધન્ય માનું છું. અને આ સંસ્થાને આર્થિક મદદ આપનાર તથા તેના કામમાં રસ લેનારને હું ધન્યવાદ આપું છું."

તે જ દિવસે સાંજે શ્રી. અમરેલી મહાજને ડૉ. જીવરાજ મહેતાના પ્રમુખપદે શ્રી. ખુશાલદાસભાઈને માનપત્ર અર્પણ કરી તેમની સેવા અને જાહેર કાર્યમાં તેમણે લીધેલ પરિશ્રમને અંગે બહુ સન્માન કર્યું. તે પ્રસંગે શ્રી. હંસાબહેન મહેતાએ જણાવ્યું કે: "માણસની કદર વતનમાં થતી નથી. જીવતાં સન્માન થતું નથી; પણ આ માન્યતા શ્રી. ખુશાલદાસભાઈ માટે અમરેલીએ ખોટી પાડી છે. શ્રી. ખુશાલદાસભાઈએ ગુજરાત અને કાઠિયાવાડની નિસ્વાર્થ મૂંગી સેવા કરી છે."

હવે શ્રી. ખુશાલદાસભાઈનું લક્ષ જનસેવાના એક બીજા ઉપયોગી અંગ તરફ ખેંચાયું.

ભારતવર્ષમાં દર વર્ષે ક્ષયમાં માનવીઓની જે મોટી સંખ્યાને મૃત્યુશરણ સ્વીકારવું પડે છે એના આંકડા બહુ ચોંકાવનારા હોય છે. કાઠિયાવાડ પણ એ દર્દથી મુક્ત નથી અને એ દર્દના નિવારણ કાજે કાઠિયાવાડીઓએ પણ કંઈક સક્રિય પગલાં ભરવાં જોઈએ.

શ્રી. ખુશાલદાસભાઈએ માનવસેવાના આ પુણ્યવંતા કાર્યને પોતાના હાથમાં લીધું. ભાવનગરના ના. મહારાજા સાહેબ તથા દિવાન શ્રી. અનંતરાય પટ્ટણી પણ આ સેવાકાર્યમાં સાથ આપવા ઇંતેજાર હતા. શ્રી. ખુશાલદાસભાઈની સમાજસેવાની સાચી ધગશથી આ રાજા અને સચિવ સુપરિચિત હતા અને એ બન્નેને એ સેવામૂર્તિ માટે ભારે માન પણ હતું. એટલે આ સેવાકાર્યમાં સારો સુમેળ થયો.

"એક લાખના દાતા લાવો, તેમનું નામ જોડશું. અઢી લાખનું ફંડ કરો તો તેમાં રાજ્ય પચાસ હજાર રૂપિયાની રકમ ઉમેરશે. મકાન બાંધો તો દશ હજારની વાર્ષિક ગ્રાન્ટ રાજ્ય આપશે. પ્રજાકિય તંત્ર નીચે શુભ કામ શરુ કરો, રાજ્ય સંપૂર્ણ સહકાર આપશે." દિવાન સાહેબનો આ "તેજીને ટકોરો" બસ હતો. શ્રી. ખુશાલદાસભાઈએ ભાવનગર રાજ્યની આ ભાવના ઝીલી લીધી. એ પોતાના નામેરી શ્રી. ખુશાલદાસ જગજીવનદાસ મહેતા જેવા ઉદાર સદ્‌ગૃહસ્થ પાસે પહોંચી ગયા. બન્ને 'ખુશાલદાસો'એ આ સેવાકાર્ય માટે યોજના સત્વર ઘડી લીધી, અને શ્રી. ખુશાલદાસ જગજીવનદાસ મહેતાએ રૂપિયા એક લાખ આ સેવાકાર્ય માટે આપવાની ઉદારતા બતાવી. ફંડની કામગીરી શરુ થઈ, સમિતિ રચાઈ, શ્રી. ખુશાલદાસભાઈ તથા શ્રી. મોહનલાલ મોતીચંદ મંત્રી થયા, અને અઢી લાખને બદલે આ સમાજસેવકની ઝોળીમાં ક્ષયનિવારણ માટે રૂપિયા ચાર લાખ આવી પડ્યા. રાજ્યે પણ આ સેવાકાર્યને વધાવ્યું અને રૂપિયા પચાસ હજારને બદલે એક લાખ રૂપિયા આપ્યા. ઉપરાંત રાજ્યે આ કાર્યમાં પૂરતો રસ લઈ અનુકૂળ આબોહવા અને વાતાવરણવાળા સ્થળ જીંથરીમાં સારી જમીન આપી.

યોજના ઝડપભેર આગળ વધી અને "શ્રી ખુશાલદાસ જગજીવનદાસ મહેતા ક્ષયનિવારણ હૉસ્પિટલ"નાં મકાનોનું ખાત-મુહૂર્ત ભાવનગરના સંસ્કારી અને સેવાભાવી રાજેન્દ્રને વરદ હસ્તે થયું.

રાજ્ય વીસ વીસ વર્ષથી આ જાતની સેવાસંસ્થા સ્થાપવાનાં સ્વપ્નાં સેવી રહ્યું હતું તે આજે સિદ્ધ થયાં. આ પ્રસંગે જાણીતા કેળવણીકાર શ્રી. નાનાભાઈ ભટ્ટે શ્રી. ખુશાલદાસભાઈએ જનકલ્યાણ માટે ધારણ કરેલી સેવાભાવના માટે યથાર્થ શબ્દોમાં અંજલી આપી જણાવ્યું કે: "શ્રી. ખુશાલદાસભાઈ ને મુબારકબાદી આપવી તે મારી જાતને મુબારકબાદી આપવા જેવું છે, કેમકે અમારી બન્નેની નાત એક છે. તેઓ અને હું જિંદગીભરના ભિખારી છીએ. હું બ્રાહ્મણ એટલે ચપટી લોટથી સંતોષ માનું અને એ વાણિયા એટલે પાંચ હજારથી પણ સંતોષ ન માને."

ભાવનગર રાજ્યના વૈદકખાતાના મુખ્ય અધિકારી ડૉ. હેમન્ત-કુમાર વૈદ્યે જણાવ્યું કે: "પ્રસંગોપાત આ વિષે શ્રી. ખુશાલદાસભાઈ સાથે વાતચીત થઈ. પ્રજાવર્ગના સંગીન સાથ વિના આવી યોજના વ્યવહારુ થઈ શકે નહિ. શ્રી. ખુશાલદાસભાઈના સેવા અને સહાનુ-ભૂતિભર્યા માનસે આ વાતનો મુદ્દો સ્વીકારી લીધો અને તત્કાળ આ પરોપકારી કાર્ય પાછળ એકતાન બની શ્રી. ખુશાલદાસ જે. મહેતા જેવા દાનવીર હીરાની શોધ કરી આપી. શ્રી. ખુશાલદાસભાઈ મહેતાએ જન્મજન્માંતરની અનંત શ્રેણીપર પ્રકાશ પાથરતો તેજ-પૂંજનો કીર્તિસ્થંભ બાંધ્યો છે અને તેના શિલ્પી ભાઈશ્રી ખુશાલદાસ પારેખ છે. તે બન્નેને ખરેખર ધન્યવાદ ઘટે છે."

મુખ્ય દાતા શ્રી. ખુશાલદાસ જગજીવનદાસ મહેતાએ જણાવ્યું કે: "શ્રી. ખુશાલદાસભાઈની સફળ દોરવણીનું આ

પરિણામ છે. મારા પ્રત્યેની તેમની લાગણી અને આ શુભ કાર્યમાં તેમણે આપેલા સક્રિય સાથ બદલ હું તેમનો જેટલો આભાર માનું તેટલો ઓછો છે."

દાન આપનાર અને દાન અપાવનાર બન્ને 'ખુશાલદાસો'નું આ સેવાકાર્ય સમગ્ર સૌરાષ્ટ્રે વધાવી લીધું.

આ રીતે નાની મોટી લોકોપયોગી અનેક સંસ્થાના પ્રાણરૂપ શ્રી. ખુશાલદાસભાઈની સેવાનો લાભ હવે સમગ્ર કાઠિયાવાડને મળવા લાગ્યો.

અને ૧૯૪૫માં શ્રી. ખુશાલદાસભાઈને શુભ હસ્તે રાજુલા મહીલા મંડળની સ્થાપના થઈ. નાગેશ્રીમાં તેમના પ્રમુખપણા હેઠળ સાર્વજનિક દવાખાનાની ઉદ્ઘાટનક્રિયા થઈ અને ભાલ પ્રદેશમાં શ્રી. પ્રભુદાસભાઈ ભુતાના પ્રયાસે શ્રી ગુજરાત કપોળ સમાજની સ્થાપના થઈ અને એ પ્રદેશનાં કપોળ જ્ઞાતિનાં બાલકો કેળવણી લઈ આગળ વધે એ માટે એક બાળાશ્રમ પણ શ્રી. ખુશાલદાસભાઈ અને અન્ય જ્ઞાતિ સેવકોના પ્રયાસથી ભાલ પ્રદેશમાં શરૂ થયો.

ખુંટવડામાં શ્રી. ખુશાલદાસભાઈના સક્રિય સાથથી શ્રી. મગનલાલ નંદલાલ કાણકીયાએ દવાખાનાનું મકાન બંધાવી આપ્યું અને શ્રી. વાલજી રણછોડદાસ કાણકીયા દવાખાનું તથા શેઠ નંદલાલ રણછોડદાસ કાણકીયા દવાખાના બિલ્ડિંગની ઉદ્ઘાટનવિધિ ના. શ્રી. ભાવનગરના મહારાજા સાહેબના વરદ હસ્તે તા. ૭-૧૨-૪૫ ને દિને થઈ.

આ રીતે કેળવણીની સંસ્થાઓ, વ્યાયામશાળાઓ, દવાખાનાંઓની યોજનામાં સાથ આપી શ્રી. ખુશાલદાસભાઈએ



શ્રી. ખુશાલદાસ કુરજી પારેખ

"જેમના અવિરત પ્રયાસથી આ સંસ્થા સ્થપાઈ, જેમના આત્મભોગ ને દીર્ઘદૃષ્ટિથી તેના નિભાવની વ્યવસ્થા થઈ, અને જેમની સ્વાર્થ સેવાથી મંડળની પ્રત્યેક પ્રવૃત્તિ પ્રાણમય બની તે ઉદાર-ચિત્ત સજ્જન અને વિદ્યાર્થીઓના સદૈવ હિતચિંતકનું આ સ્મારક [illegible]"

પ્રજાજીવનમાં તન અને મન તંદુરસ્ત રહે એ માટે ચારે તરફ પોતાની સેવા અર્પણ કરી.

રાષ્ટ્રીય કાર્યકર શ્રી. કનુભાઈ લ્હેરીએ તેમના પિતાસમા મામા શ્રી. હરજીવનદાસ દેવકરણના સ્મરણાર્થે એક વ્યાયામ મંદિર બંધાવી રાજુલા સેવામંડળને અર્પણ કર્યું. આ હરજીવનદાસ દેવકરણ સ્મારક વ્યાયામ મંદિરની ઉદ્ઘાટનવિધિ તા. ૨૬-૪-૪૭ ને દિને શ્રી. ખુશાલદાસભાઈના શુભ હસ્તે થઈ.

આ ઉપરાંત ત્રાપજમાં સાર્વજનિક દવાખાનું અને જુદે જુદે સ્થળે આ બધી નાની મોટી અનેક સંસ્થાઓ સ્થાપવામાં અથાગ પરિશ્રમ લઈ એ સંસ્થાઓના પ્રાણ બની ખુશાલદાસભાઈએ માતૃભૂમિ સૌરાષ્ટ્રની પરમ સેવા સાધી છે. આજે જે જે વિદ્યાર્થીઓ કેળવણી લઈ જીવનમાં આગળ વધ્યા છે એ સહુના દિલમાં સેવામૂર્તિ ખુશાલદાસભાઈનું ઊંચું સ્થાન છે.



## ૮

# વ્યક્તિત્વ

જીવનસંગ્રામમાં વ્યક્તિત્વ માનવીને પચાસ ટકા વિજય અપાવે છે એકને જોઈ હજારો માનવીઓ એના વ્યક્તિત્વના પ્રભાવથી નમી પડે છે, એકને જોઈ સો રૂપિયા દાન આપવામા આનાકાની કરનાર હજારો રૂપિયા હસતે મુખે આપવા તૈયાર થઈ જાય છે, એકને જોઈ સસારના વૈભવ અને વિલાસને તુચ્છ ગણી માનવી વૈરાગ્યની પરમ દશા સ્વીકારી લે છે–આ બધા વ્યક્તિત્વના પ્રભાવ છે ખુશાલદાસભાઈનુ વ્યક્તિત્વ અનેરુ અને અનોખુ છે એ વ્યક્તિત્વને પોષાકના ઠઠારાની જરૂર નથી, ટાપટીપની લેશ પણ આવશ્યકતા નથી અંગ્રેજી પોષાકના વાઘા એને કદી ખપ્યા નથી, એ વ્યક્તિત્વને 'ફેશન' કે 'સ્ટાઇલ'ની પડી નથી સાદું પોતીઉં, સાદો લાંબો કોટ, સાદી શ્વેત ટોપી અને સાદા પગરખામાં ઉતાવળે પગલા ભરતી એ વ્યક્તિ ઊંડો અભ્યાસ માગે છે ખુશાલદાસભાઈ એલએલ બી થયા છે એનો ખ્યાલ ઘણાને ન હોય એવી સાદાઈ એમને વરી છે કેળવણી એ પચાવી ગયા છે વિદ્યામાં રહેલો વિનય એમને સાચે સ્વરૂપે વરેલો છે.

ખરી રીતે તો એ એક પ્રકારના તપસ્વી છે. એમનાં તપતેજ એમના વ્યક્તિત્વને વિશિષ્ટ સ્વરૂપ આપે છે. એ જેની પાસે જાય છે, જેની સાથે વાત કરે છે, જેને એ માનવસેવાને માર્ગે ચડાવવા પ્રયત્ન કરે છે એ સહુને એમની કોઈ અજબ અસર થાય છે. સહુના દિલનાં કમાડ એમની આગળ સ્વયં ઊઘડી જાય છે, સહુના ધનભંડાર એમના વ્યક્તિત્વ આગળ ખુલ્લા થાય છે. ખુશાલદાસભાઈ એક જાહેર કામ માટે કોઈ શ્રીમંત પાસે જઈ બેસે છે, એમના કુશળ સમાચાર પૂછે છે, એ કુટુંબનાં સહુ કયાં છે, શું કરે છે એ બધી વાતો આપ્તજનની મીઠી ભાવનાથી પૂછે છે અને પછી પોતે જે જાહેર કામને માટે આવ્યા હોય એની યોજના સાચે સ્વરૂપે રજૂ કરે છે.

સામો માનવી ધારો કે પચ્ચીસ હજારનું દાન કરી શકે એટલો શક્તિવાન છે પણ ખુશાલદાસભાઈ એની પાસે બેસી યોજના સમજાવતા હોય એ વખતે એ સખાવત કરનારના હૈયાનાં હાટ એની મેળે ખૂલી જાય છે અને પચ્ચીસના પચાસ હજાર થતાં વાર લાગતી નથી.

બહુ જ ઓછા પુરુષોનું આવું વિશિષ્ટ વ્યક્તિત્વ હોય છે કે જેને પરિણામે સર્વ વર્ગ એમનો પોતાનો થઈ જાય છે.

ખુશાલદાસભાઈના વ્યક્તિત્વની અસર ત્યાંસુધી પહોંચી છે કે એમના સંસર્ગમાં આવેલ વિદ્યાર્થીસમૂહમાં આજે ઘણા એવા છે કે જે 'માસ્તર'ને તેમના કાર્યમાં સાથ આપવાનો પ્રસંગ આવે તો એમાં સહુ કોઈ આગળ આવવા હરીફાઈ કરે. 'માસ્તર' એ ખુશાલદાસભાઈનુ વિદ્યાર્થીઆલમનું માનીતું નામ છે. એમની સાથે ભણેલા, એમનાં મંત્રીપદાં દરમ્યાન ભણેલા, એમના સંચાલન

નીચેની સંસ્થામાં ભણેલા વિદ્યાર્થીઓમાંથી આજે જીવનના જુદા જુદા ક્ષેત્રમાં ઘણા મોટા માણસો થયેલા છે. એ સહુ મોટા માણસો ખુશાલદાસભાઈ પરત્વે અનન્ય માનની દૃષ્ટિથી જુએ છે.

એ વ્યક્તિત્વમાં એવું શું છે કે જેનો પરિચય થતાં સૌ કોઈને તેમના તરફ સદ્ભાવ થાય ?

સચ્ચાઈ, નિસ્વાર્થપણું, ભક્તિ અને ખંતના તાણાવાણાથી જે વ્યક્તિત્વ ઘડાયું હોય એની આગળ ભલભલી શહેનશાહતો નમી પડે એવા અનુભવ ભારતવર્ષે સૈકાઓથી કર્યાં છે.

ખુશાલદાસભાઈ પણ કંઈક એવા જ તાણાવાણાથી ગૂંથાયલું વ્યક્તિત્વ ધરાવે છે. એ સંસારી છે છતાં સાધુ છે, એ ગૃહસ્થાશ્રમમાં વિચરે છે છતાં એમની પળેપળ સાધુજીવનથી રંગાયલી છે.

એમણે વ્યાપાર કર્યો, લક્ષ્મી મેળવી; લક્ષ્મીનો સદ્વ્યય કર્યો; પોતે દાન કર્યું અને બીજાની પાસે લાખોનું દાન કરાવ્યું. એ સર્વમાં એમનું વિશિષ્ટ વ્યક્તિત્વ જોનારને અજબ દર્શન આપે છે.

વ્યક્તિત્વ જોવા માટે પણ આંખ જોઈએ. જો ખુશાલદાસભાઈના વ્યક્તિત્વનાં માપ કાઢવાં હોય તો એમણે જે જે પુરુષો સાથે જીવનભર કામ કર્યું છે એ સર્વનાં દિલ વાંચવાં જોઈએ.

આજે જે પુરુષ પાસે ખુશાલદાસભાઈ જઈને ઊભા રહે અને કહે કે એમને અમુક કામ છે એ વખતે એમના વ્યક્તિત્વનો પ્રભાવ એવા પ્રકારનો પડે છે કે કોઈ એમને ના કહી શકતું નથી. અહીં જ વ્યક્તિત્વની અસરનાં માપ છે. "નાખ્યો બોલ ન ફરે" એવું વ્યક્તિત્વ તો કોઈ ભાગ્યશાળી વ્યક્તિનું જ હોય છે, કોઈ પ્રભુનો બંદો હોય, કોઈ માનવજાતનો મહાન સેવક હોય, કોઈ ભક્તહૃદયી સંતપુરુષ

હોય એને જ એ વ્યક્તિત્વની સિદ્ધિ પ્રાપ્ત થાય છે. ખુશાલદાસભાઈને એ સિદ્ધિ વરી છે એમ કહેવામાં લેશપણ અતિશયોક્તિ નથી.

વ્યક્તિત્વને ઓટા ઓપની જરૂર નથી. એ પોતે સો ટચનું સોનું છે. વ્યક્તિત્વને રંગો ચડાવવાની જરૂર નથી. એ પોતે જ એક પ્રકારનો અજબ અને અનોખો રંગ છે.

ખુશાલદાસભાઈ માટે પણ આવું જરૂર કહી શકાય.



નીચેની મસ્થામા ભણેલા વિદ્યાર્થીઓમાથી આજે જીવનના જુદા જુદા ક્ષેત્રમા ઘણા મોટા માણસો થયેલા છે એ સહુ મોટા માણસો ખુશાલદાસભાઈ પરત્વે અનન્ય માનની દૃષ્ટિથી જુએ છે

એ વ્યક્તિત્વમા એવુ શુ છે કે જેનો પરિચય થતા સૌ કોઈને તેમના તરફ સદ્‌ભાવ થાય ?

સચ્ચાઈ, નિસ્વાર્થપણુ, ભક્તિ અને ખતના તાણાવાણાથી જે વ્યકિતત્વ ઘડાયુ હોય એની આગળ ભલભલી શહેનશાહતો નમી પડે એવા અનુભવ ભારતવર્ષે સૈકાઓથી કર્યા છે

ખુશાલદાસભાઈ પણ કઈક એવા જ તાણાવાણાથી ગુથાયલુ વ્યકિતત્વ ધરાવે છે એ સસારી છે છતા સાધુ છે, એ ગૃહસ્થાશ્રમમા વિચરે છે છતા એમની પળેપળ સાધુજીવનથી રગાયલી છે

એમણે વ્યાપાર કર્યો, લક્ષ્મી મેળવી, લક્ષ્મીનો સદ્‌વ્યય કર્યો, પોતે દાન કર્યું અને બીજાની પાસે લાખોનુ દાન કરાવ્યુ એ સર્વમા એમનુ વિશિષ્ટ વ્યક્તિત્વ જોનારને અજબ દર્શન આપે છે

વ્યક્તિત્વ જોવા માટે પણ આખ જોઈએ જો ખુશાલદાસ ભાઈના વ્યક્તિત્વના માપ કાઢવા હોય તો એમણે જે જે પુરુષો સાથે જીવનભર કામ કર્યું છે એ સર્વના દિલ વાચવા જોઈએ

આજે જે પુરુષ પાસે ખુશાલદાસભાઈ જઈને ઊભા રહે અને કહે કે એમને અમુક કામ છે એ વખતે એમના વ્યકિતત્વનો પ્રભાવ એવા પ્રકારનો પડે છે કે કોઈ એમને ના કહી શકતું નથી અહીં જ વ્યક્તિત્વની અસરના માપ છે "નાખ્યો બોલ ન ફરે" એવુ વ્યક્તિત્વ તો કોઈ ભાગ્યશાળી વ્યક્તિનુ જ હોય છે, કોઈ પ્રભુનો બદો હોય, કોઈ માનવજાતનો મહાન સેવક હોય, કોઈ ભક્તહૃદયી સતપુરુષ

હોય એને જ એ વ્યક્તિત્વની સિદ્ધિ પ્રાપ્ત થાય છે. ખુશાલદાસભાઈને એ સિદ્ધિ વરી છે એમ કહેવામાં લેશપણ અતિશયોક્તિ નથી.

વ્યક્તિત્વને ખોટા ઓપની જરૂર નથી. એ પોતે સો ટચનું સોનું છે. વ્યક્તિત્વને રંગો ચડાવવાની જરૂર નથી. એ પોતે જ એક પ્રકારનો અજબ અને અનોખો રંગ છે.

ખુશાલદાસભાઈ માટે પણ આવું જરૂર કહી શકાય.



૯

# સૌનો વિસામો

માનવજીવનમાં એક વસ્તુ દુર્લભ છે. કોઈ થાકયો પાકયો પ્રવાસી એક વૃક્ષ નીચે વિસામો લે, થાક ઉતારે અને પછી પ્રવાસમાં આગળ વધે એ રીતે માનવજીવનમાં વિકાસક્રમમાં આગળ વધવા માટે વિસામાની જરૂર છે.

પ્રભુનાં સર્જનમાં અજબ કલા છે. એ પ્રવાસનું સર્જન કરે છે અને સાથે સાથે એને જોઈતા વિસામા પણ એ જ કલાકારે તૈયાર કરી રાખ્યા હોય છે.

કોઈને ઘરનું દુ:ખ હોય, એ દુ:ખ કોઈને કહી શકાતું ન હોય, એ દુ:ખના ઘૂંટડા એને રોજ ઉતારવા પડતા હોય તો માનવ-જીવન માટે એ સ્થિતિ અસહ્ય બની જાય છે. એવે વખતે એને પોતાનું દુ:ખ ઠાલવવા માટે માનવીની જરૂર રહે છે, કે જેની સમક્ષ એ પોતાના હૈયાનો ભાર હળવો કરી શકે.

કોઈ માનવી વ્યાપારને ચકાવે ચઢ્યો હોય, એ ચકાવામાંથી એ બહાર નીકળી શકતો ન હોય, એ ચકાવાની ભૂલભૂલામણીમાં એ અટવાઈ ગયો હોય, ત્યારે એને એમાંથી બહાર આવવાનું સાચું

માર્ગદર્શન અને સહકાર આપનાર કોઈની જરૂર પડે છે. એ માર્ગ-દર્શન આપનાર વ્યકિત સાચે વખતે એને માટે આશીર્વાદરૂપ થઇ પડે છે.

જીવનસંગ્રામમાં અનેક પ્રકારની વ્યૂહરચનાઓ ભરી પડી છે. એ વ્યૂહરચનામાં સફળતા પ્રાપ્ત કરવા માટે માનવી સલાહકારની રાહ જોતો બેઠો હોય છે એ વખતે સાચો સલાહકાર એની સમક્ષ જ્યારે આવી ઊભો રહે છે ત્યારે એને ઓર પ્રકારની ઓથ મળી જાય છે.

આ સર્વ પ્રકાર સમજવા જેવા છે. પ્રભુએ પોતાની કલાના ક્ષેત્રમાં એવી સરસ ગૂંથણી કરી છે કે અમુક સમૂહ માટે એણે વિસામારૂપ માનવીઓ તૈયાર રાખ્યા જ હોય છે. એ એક આખાય સમૂહનો એક તારણહાર માનવી સરજે છે. એને સહુ કોઈ એક સરખાં ચહાય છે, સહુ એની આગળ પોતાનાં સુખ દુઃખનાં પ્રકરણો ખુલ્લાં કરે છે, સહુ એની આગળ નિશ્ચિંતતાથી પોતાની ખાનગીમાં ખાનગી બાબતો રજૂ કરી શકે છે, સહુ એની આગળ પોતાની લક્ષ્મીના ભંડાર સદ્વ્યય માટે ખુલ્લા કરી શકે છે.

આવી વ્યક્તિ વિરલ હોય છે. ખુશાલદાસભાઈ એ વિરલ કોટિમાં આવે છે. એમના જીવનના પ્રસંગોનો જેને જેને અભ્યાસ છે એ સહુ જાણે છે કે એ સહુના વિસામારૂપ છે. પિતા અને પુત્ર વચ્ચે મેળ ન હોય તો પિતા ખુશાલદાસભાઈ પાસે જઈ પોતાના દિલની વાત કહી શકે છે. એ જ રીતે પુત્ર પણ પોતાના દિલની લાગણી ઠાલવી શકે છે. વિસામો સહુને માટે સરખો છે. એમાં માનવી માનવીના ભેદ નથી. એટલે ખુશાલદાસભાઈ બન્નેને સદ્ભાવથી સાંભળે છે અને બન્નેને સાચી સલાહ આપી સાચા રાહપર ચઢાવે છે.

પતિ પત્ની બન્ને ખુશાલદાસભાઈ પાસે જઈ પોતાનું દિલ ઠાલવે છે. બન્નેને એ સાંત્વન આપે છે, બન્નેનો વિશ્વાસ મેળવે છે, બન્નેનું જીવન સાચા માર્ગપર આગળ વધે એવા પ્રયાસ કરે છે.

કોઈના સગપણ સંબંધમાં વાંધો આવ્યો હોય તો કન્યાપક્ષવાળા ખુશાલદાસભાઈમાં જેટલી શ્રદ્ધા મૂકે છે એટલી જ શ્રદ્ધા વરપક્ષવાળા પણ મૂકે છે. બન્નેની આંટીઘૂંટીનાં ઝેર પોતે નિલકંઠ બનીને પી જાય છે અને બન્ને પક્ષનું કલ્યાણ થાય એવો રાહ સૂચવે છે. કવિએ યથાર્થ ગાયું છે કે :

સહુનો વિસામો ને સહુનો એ ધામો
સહુના જીવનનો આરામ

એ શબ્દો જગતમાં જેમને જેમને લાગુ પડે છે એમાં શ્રી. ખુશાલદાસભાઈનું પણ સ્થાન છે. ભાવનગર, મહુવા, મુંબઈ, જાફરાબાદ, અમરેલી, રાજુલા, ખૂંટવડા, શિહોર વગેરે સ્થળોના જુદી જુદી કક્ષાના માનવીના વિસામા થવાનું અદ્વિતિય સ્થાન શ્રી. ખુશાલદાસભાઈએ પ્રાપ્ત કર્યું છે એ એમના જીવનની મોટામાં મોટી સિદ્ધિ છે.



## ૧૦

# નિયમિતતા અને નિઃસ્વાર્થતા

શ્રી. ખુશાલદાસભાઈ એ એમના જાહેર જીવનમાં જે સફળતા પ્રાપ્ત કરી છે એમાં નિયમિતતાનો હિસ્સો નાનોસૂનો નથી.

એમની એક વિશિષ્ટતા છે. એમણે જેમને જેમને વખત આપ્યો હોય એમની નોંધ એમણે રાખવી પડતી નથી. એકને બાર વાગે મળવાનો વખત આપ્યો છે, બીજાને સાડાબારે, ત્રીજે સ્થળે પોતાને દોઢ વાગે જવાનું છે, ચોથે સ્થળે અઢી વાગે પહોંચવાનું હોય છે. આમ જુદે જુદે સ્થળે જેની સાથે સમય નક્કી થયો હોય ત્યાં તેઓ સમયસર પહોંચે છે.

પોતાની મોટર નહોતી ત્યારે પણ એ નિયમિતતા કદી ચૂકયા નથી. આજે પોતાની મોટર છે એટલે વધુ સ્થળોએ તેઓ જઈ શકે છે. પણ જ્યાં જ્યાં જવાનું હોય, જેને જેને મળવાનું હોય એને સમયસર મળવામાં પોતે માને છે.

એમની આ બધી નિયમિતતા પાછળ એમની નિઃસ્વાર્થ બુદ્ધિનું બળ અજબ અસર કરી જાય છે. સવારથી સાંજ સુધી તેઓ જ્યાં

જ્યાં જાય છે ત્યાં ઘણુંખરાં જાહેરજીવનનાં જ કામ હોય છે. કોઈને સખાવતની ઈચ્છા હોય તો ત્યાં ખુશાલદાસભાઈ વખતસર પહોચ્યા જ હોય. સખાવત કરનારનુ દસ હજારનુ દાનનુ બજેટ હોય પણ ખુશાલદાસભાઈને એ જુએ, એમની નિ સ્વાર્થ ભાવે ઉચ્ચારાતી વાણી સાભળે, એમની યોજકશકિત જુએ કે તુરત એ બજેટમાં ફેરફાર થાય અને દસના વીસ હજાર થતાં વાર લાગે નહિ તેવા પણ ઘણા પ્રસગો બન્યા છે.

કોઈ જાહેરકાર્ય માટે સરકાર દરબારમાં જવુ હોય તો ખુશાલદાસભાઈ તૈયાર. પોતાની ગાંઠનુ ભાડું ખરચી એ પ્રવાસે ઉપડે ગજુલા જવું હોય કે મહુવા જવું હોય, ભાવનગરના મહારાજા સાહેબને મળવુ હોય કે મહાનચિવ સાથે વાત કરવી હોય, મહુવાના નગરશેઠ સાથે જાહેર સખાવતને અગે ચર્ચા કરવાની હોય કે જાફરાબાદના કોઈ દાનેશ્વરીના દાનની વ્યવસ્થા કરવી હોય–ત્યાં ખુશાલદાસભાઈ હસ્તે મોઢે પહોચ્યા જ હોય એમની નિ સ્વાર્થવૃત્તિ ખત અને પરિશ્રમ એ સર્વ પ્રસગે અજબ કામ કરી જાય ન ધારેલા ન કલ્પેલા કામો ખુશાલદાસભાઈની હાજરીમા થઈ જાય

જેની સાથે તેઓ વાત કરે એને ગળે ઊતરે એવી રીતે સમજાવવાની આવડત ખુશાલદાસભાઈને વરી છે અને એમા એમની મુખ્ય શકિત તો એમની નિ સ્વાર્થ ભાવનામા જ ભરી છે, એ કોઈ અજબ પ્રકારની જાદુગરી હોય એવાં ભવ્ય કામ એમને હાથે કરાવે છે.

મુંબઈમા લગ્નગાળો ચાલતો હોય, ખુશાલદાસભાઈને ત્યાં કકોત્રીનો ઢગલો હોય, સહુ એમની હાજરી ઈચ્છતા હોય, નિયમિતતાના આ પૂજારી ખુશાલદાસ એ સર્વ સ્થળે હાજરી આપે છે.

વરરાજાની પ્રેમથી પીઠ થાબડે, કંકુભરી કન્યાને કોડભરી રીતે બોલાવે, પરણતાં દંપતી પ્રત્યે હસી હસીને વાત કરે અને પ્રભુતામાં પગલાં માંડતું એ લગ્નજીવન સુખી નિવડે એ વાતવાતમાં સાદા શબ્દોમાં કહી સહુને રાજી કરે.

ક્યાંક પાંચ મિનિટ, ક્યાંક દસ મિનિટ, ક્યાંક બાર કે પંદર મિનિટ પણ ખુશાલદાસભાઈ સર્વત્ર એકસરખા ભાવથી હાથમાં ફૂલના ગજરા સહિત ચાલતા દેખાય. વર અને કન્યા બન્ને પક્ષ એમને ચાહતા હોય, બન્ને પક્ષને સંતોષ થાય, નિયમિતતા જળવાય અને સહુ રાજી થાય એ રીતે જીવન જીવવાની કલા ખુશાલદાસભાઈ ને સાધ્ય છે.

લગ્ન અને મરણ બન્ને પ્રસંગોમાં એ સહુના મિત્ર છે, માર્ગદર્શક છે, સહાયક છે. આનંદ અને શોકના એ પ્રસંગોમાં ખુશાલદાસભાઈની હાજરી નિયમિત હોય જ.

ગરીબ તવંગરના ભેદ એમની પાસે નથી. એ સહુના છે. એમણે કવિવાક્ય સાચાં કર્યાં છે કે :

અમીરી કે ગરીબીના
  ગમે તે વેશમાં ફરતાં
ભજવજો પાઠ પોતાનો
  જગાવા આત્મની જ્યોતિ.



## ૧૧

# અજાતશત્રુ

જાહેરજીવનના ક્ષેત્રમાં આગળ વધનાર તરફ પ્રેમર્ન
ાંથી નિહાળનારાઓ ઘણા હોય છે. એ જ મુજબ વિચારલો
ાં સમજ્યા વિનાની દુશ્મનાવટના તાણાવાણા પોતાની મેળે
નારા પણ નીકળે છે. પણ જાહેરજીવન એ એવું ક્ષેત્ર છે કે જેમાં
ી પીઠ બહુ પહોળી હોય, જેનું દિલ બહુ ઉદાર હોય, ગમે તે
ાવી હોય : પોતાને ગાળ દેતો હોય, પોતાનું બૂરું બોલતો હોય,
ા માટે ખોટો પ્રચાર કરતો હોય, છતાં તેના તરફ લેશપણ
નાવટ ન રાખવી એવું અજાતશત્રુપણું જેણે કેળવ્યું એ જરૂર
ાન બની શકે છે.

શ્રી. ખુશાલદાસભાઈએ એ પ્રકારનું જીવન સફળતાથી જીવી
વ્યું છે. ગાળ કાઢનારને પણ પ્રસંગ આવ્યે મદદ કરવી, બૂરું
ાનારનું જરા પણ બૂરું ન બોલવું, નુકશાન કરનારને પણ કોઈ
ત નિંદવો નહિ, એ સર્વ મોટા પુરુષોનાં લક્ષણ ખુશાલદાસ-
એ સંપૂર્ણપણે પચાવ્યાં છે.

'કપોળ અને કપોળ મિત્ર'ના તંત્રી તરીકે એવા ઘણાં પ્રસંગો એમણે અનુભવ્યા છે કે જેમાં ઉદાર દિલે સામા માણસોના ઘા ઝીલ્યા છે, 'વિધવાવિવાહ'નો સવાલ બહુ જ કપરો બન્યો હતો. વર્ષોજૂની રૂઢ થયેલી રૂઢિઓનાં સામ્રાજ્ય જામ્યાં હતાં એ વખતે વિચાર અને વાણીમાં સંયમ રાખી સમાજસુધારણાને માર્ગે આગળ વધવું એ કાર્ય ઘણું મુશ્કેલ છે. એ મુશ્કેલીના ખડકોનો સામનો ખુશાલદાસભાઈની જીવનનૈયાએ પણ કરવો પડ્યો છે.

કોણ પોતાને માટે શું કહે છે એ એમણે સાંભળ્યું હોય છતાંય ઉદાર ભાવે એ ભૂલી જવું અને નિભાવી લેવું એ ગુણ ખુશાલદાસભાઈના જીવનમાં બત્રીસ પાંખડીએ ખીલી ઊઠ્યો છે. અને એનો લાભ એમને પોતાને મળ્યો છે એટલું જ નહિ પણ એમની આસપાસ રહેતા અનેકને એવો લાભ મળ્યો છે.

ઘણાખરા સગપણ સંબંધો ખુશાલદાસભાઈની આ સદ્‌વૃત્તિથી સચવાય છે, ઘણાખરા કૌટુંબિક જીવનમાં ઊછળેલાં તોફાનો એમની આ ભાવનાના બળે શમી ગયેલાં સમાજે જોયાં છે–અનુભવ્યાં છે.

ખુશાલદાસભાઈ જે કંઈ લખે છે અને જે કંઈ બોલે છે એમાં અજાતશત્રુની અણમોલ ભાવના પ્રસંગે પ્રસંગે દર્શન દે છે. અજાતશત્રુ થવું એ સામાન્ય વાત નથી. કોઈ નિલકંઠ બની સમાજનાં ઝેર પી જાય અને પચાવી શકે એ જ અજાતશત્રુ બની શકે છે: કવિની બાનીમાં કહીએ તો:

મમતા માયા મોહ મદ મારે,
એ શૂરવીરનાં કામ;
કામ ક્રોધ ને ઈર્ષા જ્યાં છે
એ કાયરનાં ધામ
આ તો શૂરાના સંગ્રામ

એ શૂરાના સંગ્રામ ખેલવાનો મોકો જ્યારે આવે છે ત્યારે જે અડગ ઊભા રહે છે એ જ અજાતશત્રુ બની શકે છે.

ખુશાલદાસભાઈ કોઈ લાખોના વ્યાપાર ખેડતા શાહસોદાગરની ઑફિસમાં જાય તો એ શાહસોદાગર જે રીતે એનો સત્કાર કરે છે, જે રીતે એની સાથે વાત કરે છે, એ નજરે જોનાર જોઈ શકે છે કે ખુશાલદાસભાઈની અજાતશત્રુની ભાવનાનું અહીં અજબ દર્શન થાય છે. અને એ જ એમના જીવનની જીતની મુખ્ય ચાવી છે.

ભર્તૃહરીએ રચેલા શ્લોકોમાં એક પ્રશ્ન છે કે અગ્નિમાં અગ્નિ કોણ? એનો જવાબ છે કે જ્ઞાતિ જેવો અગ્નિ બીજો કોઈ નથી.

અર્થાત્ જ્ઞાતિનો અગ્નિ ભલભલાને બાળી નાખે છે. ખુશાલદાસભાઈએ એ શબ્દો ખોટા પાડ્યા છે. આજે કપોળ કોમ ખુશાલદાસભાઈ તરફ જે પ્રેમની વર્ષા વરસાવી રહી છે એ અજબ છે, અદ્વિતિય છે. કપોળ કોમ અને ખુશાલદાસભાઈ એ સંબંધ કોઈ અજબ રચનાનું પરિણામ છે. અને એ રચના તે બીજું કંઈ નહિ પણ માત્ર અજાતશત્રુ તરીકે જીવન જીવવાની ખુશાલદાસભાઈની વિરલ કલા.

માનવીને મિત્રો તો માન આપે પણ વિરોધીઓ પણ પ્રસંગ આવ્યે પોતાનાં શીર ભક્તિભાવે નમાવે એવી વિરલ વ્યક્તિઓ તો હંમેશાં અજાતશત્રુ જ હોય છે.



## ૧૨

# માસ્તર સાહેબ

પહેલેથી જ ખુશાલદાસભાઈએ, પોતે ભણુતા હતા ત્યારથી જ, કપોળ કુમારોની કેળવણીનો સાચો રસ કેળવ્યો હતો. જે સંસ્થામાં રહી પોતે ભણ્યા એ સંસ્થામાં મંત્રીપદે એ પહોંચ્યા ત્યાં સુધી એમણે કપોળ વિદ્યાર્થીઓના સાચા સલાહકાર તરીકે વિદ્યાર્થી જીવનને જે પ્રોત્સાહન આપ્યું છે એ કોઈપણ જ્ઞાતિના શિક્ષણના પ્રકરણને ઉજ્જ્વલ કરે તેવી બીના છે. વિદ્યાર્થીઓના મિત્ર, રાહબર અને સાચા સલાહકાર તરીકે એમણે આખું જીવન ગુજાર્યું છે. અને એ રીતે જૂના-નવા વિદ્યાર્થીઓ આજે પણ એમને 'માસ્તર સાહેબ'ના મીઠા અને વહાલસોયા નામથી સંબોધે છે.

'માસ્તર સાહેબ' એટલે કડક શિક્ષા કરનાર માસ્તર નહિ પણ શિસ્ત, સંયમ, સદાચાર અને સદ્વર્તન જીવનમાં ઉતારી બીજાને શીખવનાર ભવ્ય પુરુષ.

આ માસ્તર સાહેબની અસર ઘણા વિદ્યાર્થીઓ પર પડી છે. એ અસર એટલી સચોટ છે કે એમની દેખરેખ નીચે ભણેલા કેટલાય જુવાનો લખપતિ બન્યા છે, લખેશરી તરીકે જીવન જીવે

છે. પણ જ્યારે ખુશાલદાસભાઈ એમની પાસે જાય છે ત્યારે 'માસ્તર સાહેબ' કહીને જ એમની સાથે વાતો કરે છે અને એ વાતોમાં માસ્તર સાહેબ તરફનો પૂજ્ય ભાવ શબ્દે શબ્દે તરી આવે છે.

લખેશરી બનેલો જુવાન પણ માસ્તર સાહેબ સામે ઢાળેલે નેત્રે જ વાત કરે છે. માસ્તર સાહેબ તરફનું સન્માન આજે વર્ષો થયાં એક જ ધોરણે ચાલુ છે. એ સન્માન દિનપ્રતિદિન વધતું જ જાય છે એ 'માસ્તર સાહેબ'ના સાફ દિલનું, 'માસ્તર'ની શુભ લાગણીનું સાચું પરિણામ છે.

આજે જેઓ મોટાં દાન કરી શકે છે એવા શ્રીમંત જુવાનો પણ માસ્તર સાહેબ જ્યારે એમને ત્યાં જાય છે ત્યારે વિનમ્ર ભાવે એમનો પ્રેમભર્યો સત્કાર કરે છે. કોઈ જાહેર કાર્યનો ફંડફાળો હોય ત્યારે એ ધનિક જુવાન સવિનય પ્રેમભાવે કહે છે કે "માસ્તર સાહેબ"ને ઠીક લાગે તે રકમ ભરે.

આ રીતે માસ્તર સાહેબ આજે સેંકડો જુવાનોનો સાચો ઉપયોગ જ્ઞાતિ, સમાજ અને દેશને માટે કરી શકે છે.

વિદ્યાર્થી આલમ પર આવા પ્રકારનો વિજય મેળવનાર કોઈ ભાગ્યશાળી વ્યક્તિ જ હોઈ શકે.

ખુશાલદાસભાઈ એ યશસ્વી સ્થિતિ આજે પણ માણી શકે છે એનું કારણ એ છે કે આજે પણ એમની સેવાની સાચી ધગશ સર્વત્ર ફેલાઈ ગઈ છે. એમના સદ્ભાવની સુવાસ ચારે તરફ વાતાવરણને પ્રોત્સાહન આપી રહી છે.

કુટુંબોમાં પણ કંઈ સલાહ લેવાની જરૂર પડે તો સહુ માસ્તર સાહેબની સલાહ ઇચ્છે. સગપણ સંબંધની કંઈ વાતો હોય તો એમાં

પણ સહુ માસ્તર સાહેબને યાદ કરે. નવાં સાહસ ખેડવાં હોય તો જુવાન વ્યાપારીઓ માસ્તર સાહેબ સામે સલાહ માટે જુએ. સમાજ-જીવનને લગતી કોઈ અગત્યની વાત હોય તો સહુ માસ્તર સાહેબ શું કહે છે એ સાંભળવા કાન માંડે. દરદીને ઈસ્પિતાલમાં સારવારમાં મદદ કરવા માટે પણ દરદીનાં સગાં સંબંધીઓ માસ્તર સાહેબ પાસે આશા રાખે.

આમ માસ્તર સાહેબ સહુના છે અને સહુ માસ્તર સાહેબના છે. એમને કોઈ માટે ભેદભાવ નથી. સદ્ભાવ, સ્નેહ, સેવાભાવ, કોઈને ઉપયોગી થવાની શુભ ભાવના એ આ માસ્તર સાહેબે એવાં કેળવ્યાં છે કે એ ખરેખર આજે પણ સહુના માસ્તર છે.

સામાન્ય રીતે માસ્તર એ હુકમ કરવાને સ્થાને છે. પણ આ માસ્તર સાહેબ તો સહુનાં કામ કરવા પોતે જાતે તૈયાર હોય છે.

આજે પણ કેટલીય સંસ્થાના વિદ્યાર્થીઓ જ્યારે શ્રી. ખુશાલદાસભાઈ એ સંસ્થામાં જાય છે ત્યારે એમની આસપાસ સ્નેહભાવે ફરી વળે છે. પોતાનાં સુખદુઃખ એમની સમક્ષ રજૂ કરે છે અને માસ્તર સાહેબ ખુલ્લે દિલે એ સહુને સાંભળે છે અને સહુના સહાયક બને છે.

પરિણામ એ આવ્યું છે કે આજે ખુશાલદાસભાઈને નામે કપોળ જુવાનો એઓ માગે તેવી સેવા આપવા તૈયાર રહે છે.



## ૧૩

## યશનામી પુરુષ

રામાયણના રચયિતા મહાકવિ તુલસીદાસે ઉચ્ચાર્યું છે કે :

'યશ અપયશ વિધિ હાથ'

એ મહાકવિના એ શબ્દો સાચા છે, પણ એ સામાન્ય માનવીઓ માટે. યશનામી પુરુષો એ શબ્દોથી પર છે. એ તો પોતાના પુરુષાર્થથી, પોતાની સચ્ચાઈથી, પોતાની નિઃસ્વાર્થ ભાવનાથી એની મેળે સહજ યશનામી બને છે. ખુશાલદાસભાઈ એવા યશનામી પુરુષોની કોટીમાં આવે છે કે એમના જીવનમાં જ્યાં જ્યાં એમણે પગ માંડ્યો છે, ત્યાં ત્યાં યશદેવતા એમની સાથે જ ઊભા હોય છે. એમણે પોતે જે જે સંસ્થાની સ્થાપનામાં ભાગ લીધો હતો તેની આલીશાન ઈમારતો ખડી થયેલી એમણે જોઈ, જે સંસ્થાઓ નાની નાની શરૂઆતથી ઊભી થઈ હતી એના રૌપ્ય મહોત્સવો એમણે પોતાની દૃષ્ટિ સમક્ષ ઉજવાતા જોયા. આ સદ્ભાગ્ય તો યશનામી પુરુષો જ પ્રાપ્ત કરી શકે.

શ્રી. ખુશાલદાસભાઈ ખરેખર ભાગ્યશાળી પુરુષ છે. સંવત ૧૯૫૩માં શેઠ વરજીવનદાસ માધવદાસ કપોળ બોર્ડિંગ

સ્થાપન થઈ ત્યારે તેમાં પ્રથમવિદ્યાર્થી તરીકે દાખલ થઈ, આજ સુધી ક્રમેક્રમે એ. સંસ્થાના વિકાસમાં અનન્ય ફાળો આપી જેને સર્વ સાધનસંપન્ન બનાવી હતી, તે માતૃસંસ્થાને પચાસ વર્ષ પૂરાં થતાં તેનો સુવર્ણ મહોત્સવ ઉજવવા તેઓ સાક્ષીદાર બન્યા: તેમને માટે એ ધન્ય પ્રસંગ હતો. સંસ્થાના વિદ્યાર્થીભાઈઓ પાસેથી રૂા. ૫૩,૭૫૧) મેળવી સંસ્થાને અર્પણ કરીને તેમાંથી સંસ્થાના મકાનમાં ચાર મોટા ઓરડાઓ બંધાવી સોળ વિદ્યાર્થીઓ વધુ રહી શકે તેવી સગવડ કરી અને બાકીના સંસ્થાના ખર્ચમાં દર વર્ષે આવતી ખાધમાં પૂરવણી કરવા ટ્રસ્ટી મંડળને અર્પણ કરી આ સુવર્ણ મહોત્સવ પ્રસંગને તેમણે વિશિષ્ટ રીતે શોભાવ્યો.

શેઠ શ્રી. પ્રાણુલાલ દેવકરણ નાનજીના પ્રમુખસ્થાને ઉજવાએલા આ સમારંભ વખતે લેડી લક્ષ્મીબ્હેને શ્રી. ખુશાલદાસભાઈની સેવાઓને અંજલી આપતાં જણાવ્યું હતું કે:

"આ સંસ્થાની ઉન્નતિનો વિચાર કરતાં પ્રથમ ભાઈશ્રી ખુશાલદાસની સેવામૂર્તિ નજર સમક્ષ ખડી થાય છે. તેમણે પોતાના મિત્રોનો સાથ મેળવી સસ્થાની ઉપયોગીતા વધારવા અને સફળતા સાધવા માટે કાર્ય કર્યું છે. તન, મન અને ધન અર્પણ કરી, અનેક પ્રસંગોએ માન અપમાન સહન કરી, વાંધા વિરોધોને સહી લઈ, પોતાના પર મુકાયેલી મંત્રી તરીકેની જવાબદારીમાં તેઓ સંપૂર્ણ સફળ નિવડ્યા છે. આજે મારે કબૂલ કરવું પડે છે કે સંસ્થાની ઉન્નતિના તેઓ સાચા યશભાગી છે. ઉપરાંત કાઠિયાવાડમાં ખૂણે ખૂણે આવી સંસ્થાઓ સ્થાપી સુંદર પરિણામો લાવ્યા છે. એ માટે હું તેમને અભિનંદન આપું છું. હું માનું છું કે તેમની કર્તવ્યશીલતાથી જે શેઠીયાઓએ તેમને સંસ્થાની જવાબદારી સોંપી હતી તેમના આત્માઓ સ્વર્ગમાં પૂરો સંતોષ પામતા હશે."

આ પ્રસંગે શેઠ શ્રી પ્રાણલાલ દેવકરણ નાનજીએ બોલતા જણાવ્યું કે "કાઠિયાવાડમા જ્યા જ્યા કપોળો વસે છે ત્યા ત્યા શ્રી ખુશાલદાસભાઈની પ્રેરણા દેખાઈ આવે છે ઘણી સાર્વજનિક પ્રવૃત્તિઓના મુખ્ય પ્રણેતા કપોળો રહ્યા છે જે સંસ્કૃતિએ આવા નરો પેદા કર્યા છે તે સંસ્કૃતિ સદાય જીવત રહે એવી મારી પ્રાર્થના છે"

આ પ્રસંગે ડૉ પ્રાણજીવનદાસ મહેતા, ડૉ જીવરાજભાઈ મહેતા, શ્રી મગનલાલ ગાધી, શ્રી રતિલાલ ગાધી વગેરેએ શ્રી ખુશાલદાસભાઈની સેવાઓની મુક્ત કંઠે પ્રશસા કરી હતી.

શ્રી ખુશાલદાસભાઈએ સને ૧૯૩૮મા કપોળ કોઓપરેટીવ ક્રેડીટ સોસાયટી શ્રી રતીલાલ ગાધી અને બીજા મિત્રોના સહકારથી શ્રી બાલામાહિમ ખેરના વરદ્ હસ્તે સ્થાપી જે આઠ વર્ષ પછી બૅન્કનુ સ્વરૂપ લઈ વિકાસ સાધી, આજે સામાન્ય સ્થિતિના અનેક ભાઈઓને ઉપયોગી થઈ પડી છે

ભાગ્યશાળી પુરુષો જેઓ પુરુષાર્થને પોતાનો કરે છે એ જ્યા જ્યા હાથ નાખે ત્યા ત્યા માટીમાથી પણ સુવર્ણ નીપજે છે–માટી સુવર્ણ બની જાય છે એ જ રીતે યશનામી પુરુષો જ્યા જઈને ઊભા રહે છે ત્યા એની યશરેખા અજબ પરિણામ લાવી શકે છે

આ યશનામી રેખાને પરિણામે જે રાજ્યમા એ જન્મ્યા છે એ વડોદરા રાજ્યે એમનુ બહુમાન કરી, એમની વર્ષોની સફળ સામાજિક અને કેળવણી વિષયક સેવાના પરિણામે એમને રાજ્ય રત્નનો સુવર્ણ પદક અર્પણ કરેલ છે

જેમ વડોદરા રાજ્યે આ રીતે એમની યશનામી પ્રવૃત્તિની નોંધ લઈ બહુમાન આપ્યુ, એમ પ્રજાવર્ગે પણ પ્રસગે પ્રસગે આ

યશનામી પુરુષને દિલનાં માન અર્પણ કરેલ છે. અને એ દિલનાં માનનાં શુભ સ્મારક તરીકે સોરઠી સાગરકાંઠે જાફરાબાદમાં, જાફરાબાદ કેળવણી ઉત્તેજક મંડળના કાર્યકરોએ, તેમની આરસની પ્રતિમા શાળાના પ્રવેશદ્વાર પાસે સ્થાપિત કરી આ યશનામી પુરુષનું બહુમાન કરેલ છે.

આ પ્રતિમા ખુલ્લી મૂકતાં સર હરકીસનદાસ હૉસ્પિટલના પ્રાણસમા આપણા સંત શ્રી. ગોરધનદાસભાઈએ ખુશાલદાસભાઈના જીવનની સ્પષ્ટ તુલના કરતાં કહ્યું હતું કે, "ભાઈ ખુશાલદાસે જે અનન્ય ભાવે, મંડળની સ્થાપનાથી આજ દિન પર્યંત આ શાળાની અમૂલ્ય સેવા બજાવી છે તેના યત્કિંચિત સ્મારક રૂપે આ પ્રતિમા શાળાના મકાનમાં મૂકવાની તમે યોજના કરી છે તેનાથી તમારી શાળાની શોભામાં વધારો કર્યો છે. ભાઈ ખુશાલદાસે બજાવેલી ઉત્કૃષ્ટ સેવા વર્ણવી જાય તેમ નથી. માત્ર નાણાં મેળવવાની જ નહિં, પણ તમારા મંડળની દરેક પ્રવૃત્તિમાં સર્વને રસ લેતા કરીને તેમણે પોતાના ઉત્સાહ રંગથી બીજાને રંગી નાંખ્યા છે. ભાઈ ખુશાલદાસ મંડળની પ્રવૃત્તિમાં એટલા બધા ઓતપ્રોત થયેલા છે કે શાળાના દરેક કામમાં અને આ ભવ્ય મકાનોના પથ્થરે પથ્થરમાં તેઓની સેવાની છાપ ચીરકાળ સુધી રહેશે. ભાઈ ખુશાલદાસે પોતાનું જીવન વિદ્યાપ્રચાર માટે અર્પી દીધું છે એમ કહીએ તોપણ ચાલે. અમરેલી કપોળ બોર્ડીંગ સ્કૂલના તેઓ એક સ્થાપક છે. શેઠ વરજીવનદાસ માધવદાસ કપોળ બોર્ડીંગના સુપ્રિન્ટેન્ડેન્ટ અને સેક્રેટરી તરીકે અનેક વિદ્યાર્થીઓને તેનો લાભ અપાવી જે સહાય આપી છે તે માટે કપોળ વિદ્યાર્થીઓ તેમના ઋણી છે. શેઠ ભગવાનદાસ નરોત્તમદાસ કપોળ-નિવાસના ટ્રસ્ટી તરીકે મારે માટે શેઠ હરગોવિંદદાસે જે બે શબ્દો

શાળાના વિદ્યાર્થીઓને તેમના જેવા ચારિત્ર્યવાન, સેવાભાવી અને વિદ્યારસિક થવા પ્રેરશે. વિદ્યાર્થીઓ! આવા તમારા હંમેશના હિતચિંતક, તમારા દુઃખે દુઃખી થનાર, તમારા વિજયમાં પોતાનો વિજય માનનારા અને તમારા ઉત્કર્ષ માટે પોતાનું જીવન રેડનાર પ્રેરણામૂર્તિને તમારી શાળામાં સ્થાપીને મંડળે તમારા સમક્ષ ઉત્તમ આદર્શ મૂક્યો છે. તેમને પગલે ચાલતાં શીખશો, તેમણે જે કાર્ય કર્યું છે તેને અનુસરવાનો બોધ લેશો અને તેમના જેવા થવા હંમેશાં પ્રયત્નશીલ રહેશો એવી મારી તમને વિનંતિ છે.”

શ્રી. ખુશાલદાસભાઈની આ આરસપ્રતિમા માત્ર કપોળ જુવાનોને નહિ પણ સોરઠી સાગર કાંઠાના એકે એક જુવાનને અજંબ પ્રેરણા આપે છે. એક યશસ્વી પુરુષ સેવાના ક્ષેત્રમાં આગળ વધી પ્રજાના હૃદયના સિંહાસનપર પોતાનું સ્થાન શી રીતે જમાવી શકે છે એનું આ શુભ પ્રતિક છે. એક યશનામી પુરુષ કર્મયોગ સાધી પ્રજાકલ્યાણ કરવામાં કેટલો બધો યશસ્વી ફાળો આપી શકે એનું સાચું દર્શન આ પ્રતિમા આપે છે.

શ્રી. ખુશાલદાસભાઈની સેવાનો લાભ સહુને મળ્યો છે. જ્યારે જ્યારે જરૂર પડે ત્યારે આ યશનામી સોરઠી પુત્ર સામે સહુ કોઈ જુએ.

કાઠિયાવાડમાં લીલીયા પાસે અતિવૃષ્ટિ થતાં ગામ આખું તણાઈ ગયું. વાસાવડ અને તેની આજુબાજુના પ્રદેશમાં બહુ ભારે ખાનાખરાબી થઈ. સૌરાષ્ટ્ર સેવા સમિતિ તરફથી રાહતકાર્ય માટે દરબાર શ્રી. ગોપાલદાસ તથા શ્રી. ઢેબરભાઈ મુંબાઈ આવ્યા. એમને આ યશનામી સેવાભાવિ પુરુષનો સમાગમ થયો અને આ રાહતકાર્યની ઝોળી સત્વર ભરાઈ ગઈ. બહોળા જનસમુદાય સાથેના આ યશનામી પુરુષના સંબંધ અને સંપર્ક જોઈ દરબારશ્રી તથા શ્રી. ઢેબરભાઈ મુગ્ધ થયા.

જે જે જાહેર સંસ્થાના પાયા નાખવામાં ખુશાલદાસભાઈએ સહકાર આપ્યો હતો એ સંસ્થાનાં સ્વતંત્ર ભવ્ય મકાનો તૈયાર થઈ એની ઉદ્ઘાટન વિધિ પણ થતાં વાર લાગી નહિ. એ આ યશનામી પુરુષના જીવનનાં ઉજ્જ્વળ પ્રકરણો નોંધવા જેવાં છે.

મહુવામાં શ્રી. કિશોર રતીલાલ ગાંધી મિડલ સ્કૂલ માટેની શ્રી. દેવચંદ જમનાદાસ મોદી બિલ્ડિંગની ઉદ્ઘાટન વિધિ અને પારેખ જયંતિલાલ પ્રાગજી હાઈસ્કૂલની નામાકરણ વિધિ તથા તેના મકાનની ઉદ્ઘાટન વિધિ ભાવનગરના ના. મહારાજા સાહેબને વરદ્હસ્તે તા ૯-૧૦ જાન્યુઆરી ૧૯૪૭ના શુભ દિને થઈ. આ મકાનો બાંધવામાં અને તેના વ્યાયામ મંદિર અને સર પટ્ટણી સભાગૃહ તેમ જ ટાવર ઊભા કરવામાં શેઠ શ્રી હરિલાલભાઈનો પરિશ્રમ અનન્ય હતો. અને શ્રી ખુશાલદાસભાઈની આ શાળાઓ અંગેની સેવાઓ અનેકવિધ હતી મહુવાની આ બધી યશસ્વી કામગીરી બદલ મહુવા મહાજને શ્રી ખુશાલદાસભાઈને દીવાન સાહેબ શ્રી અનંતરાયભાઈ પટ્ટણીના પ્રમુખપદે માનપત્ર અર્પણ કરી આ યશનામી પુરુષનું યોગ્ય સન્માન કર્યું.

સોનગઢ-જીથરીની શેઠ ખુશાલદાસ જે મહેતા ક્ષયનિવારણ ઇસ્પિતાલનું ફંડ રૂપિયા પાંચ લાખ સુધી પહોંચી ગયું હતું, પણ આ યશનામી પુરુષને હજુ પણ એ ફંડને વધારવું હતું, એટલે શિહોરના સદ્ગૃહસ્થ શેઠ રૂગનાથ પ્રેમજી ભુતાના ટ્રસ્ટીઓએ રૂપિયા એક લાખ રાજકોટમાં ક્ષયનિવારણ હૉસ્પિટલ માટે આપેલા-પણ એ યોજના સફળ થઈ ન હતી એ વણવપરાયેલી રકમ તરફ આ ચકોર પુરુષની દૃષ્ટિ જતાં એ સંસ્થાના ટ્રસ્ટીઓને મળી એ એક લાખ રૂપિયા સોનગઢની શ્રી ખુશાલદાસ મહેતા ટી બી હૉસ્પિટલના ફંડમાં મેળવવાનો યશ પ્રાપ્ત કર્યો.

ટૂંકમાં એ જ્યાં જાય ત્યાં યશદેવતા એમની રાહ જોતા ઊભા જ હોય, એવા એ યશનામી પુરુષ છે





માતૃભૂમિનું ઋણ અદા કરતા ખુશાલદાસ

નના ઉદ્‌ઘાટન પ્રસંગે ] [ અમરેલી :

## ૧૪

## દાનવીર

દાનવીરના બે પ્રકાર છે: એક 'દાન આપી શકે અને બીજો દાન અપાવી શકે. એ બેમાંય શ્રેષ્ઠ સ્થિતિ તો એ છે કે જે આપી ય શકે ને અપાવી ય શકે.

કવિએ સુંદર રીતે રજૂ કરેલી એક સ્થિતિ છે:

જે તરી શકે તે તારે,
જે જીવી શકે તે જીવાડે;
એ કોણ છે જે એવો
જેણે સહુને જીવાડ્યાં?
જે હસી શકે તે હસાવે,
જે નમી શકે તે નમાવે;
એ કોણ છે જે એવો
જેણે સહુને નમાવ્યાં?

ખુશાલદાસભાઈએ આ સત્ય સંપૂર્ણપણે જીવનમાં ઉતાર્યું છે. એ બીજા પાસે દાન અપાવવામાં કુશળ છે કારણ કે દાન આપવાની શક્તિ એ કેળવી રહ્યા છે. જ્યારે વખત આવ્યો ત્યારે એ શક્તિ

આવે સ્વરૂપે તેમનામા ખીલી ઊઠી અને એમણે પોતે અમરેલીને આગણે પોતાની જનમભોમકામા જે વસ્તુ એમને વધુમા વધુ પ્રિય છે, એ કેળવણીના ક્ષેત્રમા રૂપિયા ત્રીસ હજારનુ દાન જાહેર કર્યું ત્યારે સહુ એમના તરફ મીટ માડી જોઈ રહ્યા

આપી શકે તે અપાવે

એ સત્ય એમણે જીવનમા આ રીતે સિદ્ધ કરી બતાવી જનસમૂહમા અજબ છાપ પાડી

દાન અપાવી શકે એવો એક સમર્થ પુરુષ આપણા દેશે જોયો છે. એ પણ સૌરાષ્ટ્રનો પુત્ર હતો એનુ નામ શ્રી મણીલાલ કોઠારી એમના જમાનામા એમણે એ શક્તિ અદ્ભુત રીતે કેળવી હતી દાન અપાવવામા એ અજોડ અને અદ્વિતિય હતા એમના શબ્દોમા અજબ તાકાત હતી, એમની સજાવટ વિશિષ્ટ હતી, એમની કહેણી સચોટ હતી એ જ્યા જતા ત્યા તિજોરીના ખાનાઓ ઉઘડ વી ભલભલા પાસે મોટી રકમના ચેક લખાવી શકતા એમણે માત્ર ગુજરાત કાઠિયાવાડમા નહિ પણ સમગ્ર ભારતવર્ષમા આ શક્તિની અજબ છાપ પાડી હતી એ બગાલમા જાય કે પજાબમા પગલા માડે, મદ્રાસને આગણે ઊભા રહે કે માયસોરમા જઈને માગણી કરે, એમના હાથમા નોટોના હજારો અને લાખોના ચેકડા આવી પડતા

પણ એમની પાછળ એક મહાપુરુષના તપતેજ હતા એ મહાત્માજીના માગણ ગણાતા એટલે એમની વાણી પાછળ મહાત્માજીના વ્યક્તિત્વનો પ્રભાવ હતો અર્જુનના ગાડીવમા શ્રીકૃષ્ણના જો પ્રભાવ ન હોત તો

એ સ્થિતિ જેવી સ્થિતિ થઈ જતાં વાર ન લાગે.

ખુશાલદાસભાઈનું તો પોતાનું જ તપતેજ અને પોતાનું જ વ્યક્તિત્વ એમને દાનવીરની સ્થિતિએ લાવેલ છે.

એમના હૃદયમાં સાચો ભાંડુપ્રેમ જાગ્યો, સાચી સેવાભાવના પ્રગટી અને સાચી માનવજીવનની સંજીવની સેવાભાવનામાં જ છે એ સત્ય એમણે પચાવ્યું. પરિણામે એ જ્યાં જઈને ઊભા રહ્યા ત્યાં એમની એ સેવાનાં તેજ સફળ થયાં.

જેની પાસે એ જઈ ને ઊભા રહે એના હૈયાનાં હાટ ખોલવાની ચાવી એમણે પોતા પાસે રાખી છે. એ ચાવી તે શુદ્ધ સાત્વિક સેવા અને એ ચાવીના બળે એ ધારે તે કરી જાય છે.

ખુશાલદાસભાઈની બીજી એક ખૂબી છે. એ દાન અપાવતી વખતે સામા માણસની શકિતના આંક માંડે છે. એ આંકની લીટી એ કદી ઓળંગતા નથી એટલે આપનાર એમનાથી કંટાળતો નથી–પણ પ્રોત્સાહન મેળવે છે, હસીને આપે છે; અંતરમાં આનંદના ઉમળકા ઊછળતા હોય એ રીતે દાનની રકમનો આંકડો મંડાય છે.

આ શુદ્ધ સાત્વિક ભાવના એક અજબ બળ છે એ ખુશાલદાસભાઈએ સિદ્ધ કરી બતાવ્યું છે. આજે કપોળ જ્ઞાતિના ધનવાનો એમના પર અજબ પ્રેમ દાખવી રહ્યા છે એના મૂળમાં ખુશાલદાસભાઈની આ શક્તિનો પ્રભાવ છે. જૂનાં લોકવેણ એવાં છે કે જે કાંડા પર ઘા ઝીલી શકે એ જ રણમાં સફળતા મેળવે છે. દાન આપવા-અપાવવામાં પણ આ લોકવેણ વખતો વખત કામ કરી જાય છે.

ખુશાલદાસભાઈ વખત આવ્યે કાંડા પર ઘા ઝીલવા હસતે મુખડે તૈયાર છે. એ પોતે પ્રસંગે પ્રસંગે પોતાના ખીસ્સામાં હાથ નાંખી હસતે મુખડે જાહેર કામમાં પૈસા ખરચી શકે છે.

કોઈ જાહેર કાર્ય હોય, એમની જરૂર પડી હોય, ત્યાં એ લાંબી મુસાફરી ખેડીને જાય છે. એ મુસાફરીમાં પોતાની સાથે કોઈ લોક-સેવક હોય તો પોતાનો અને એનો ખર્ચ પોતે વેઠી લે છે. વેઠી લે છે એટલું જ નહિ પણ એને માટે એને વિચાર પણ નથી આવતો કે કોઈના કામમાં પોતે મોટી રકમ ખરચી રહ્યા છે.

આ નાની વાત એમના મોટા મોટા વિજયના પાયામાં અનેક સ્વરૂપે કામ કરી ગઈ છે. અને આજે એમના શબ્દ પર લાખોની રકમ આવી પડે છે એની પાછળ એ સેવાભાવનાની સાચી સામગ્રી ભરી પડી છે.



૧૫

## બહારવટિયો

શ્રી. મણીલાલ કોઠારીને ભારત વર્ષમાં જુદાં જુદાં નામ અપાયાં છે. એમાં બંગાળમાં જ્યારે એ તિલક સ્વરાજ્ય ફાળો એકઠો કરવા ફરતા હતા ત્યારે એમને "Clergyman's horse" "પાદરીઓનો અશ્વ" એવું ઉપનામ આપવામાં આવ્યું હતું. પાદરીનો ઘોડો જ્યાં જઈ ઊભો રહે ત્યાં સહુએ એને ઘાસ નીરવું જ જોઈએ, ખાણ આપવું જ જોઈએ. એવી રીતે મહાત્માજીના પ્રતિનિધિ તરીકે શ્રી. મણીલાલ કોઠારી જ્યાં જઈને ઊભા રહે ત્યાંથી એ ખાલી હાથે પાછા ન જ આવે.

ખુશાલદાસભાઈને પણ આવું એક ઉપનામ–"બહારવટિયો" આપતાં એક પ્રસંગે ન્યાયમૂર્તિ શ્રી. મંગળદાસ દેસાઈએ જણાવ્યું છે કે : "ભાઈ ખુશાલદાસ આપણી જ્ઞાતિના એક મહાન બહારવટિયા છે. અને જેમ બહારવટિયાઓ હંમેશાં પૈસાદારોની શોધમાં રહી દિવસે અથવા રાત્રે તેમના ઘર ઉપર ધાડ પાડી નાણાં કઢાવી જાય તેમ ભાઈ ખુશાલદાસ હંમેશાં આપણી જ્ઞાતિમાં કોણ કોણ પૈસાવાળા છે તેની ચાંપતી તપાસ રાખી પ્રસંગ આવ્યે આપણી

જ્ઞાતિ સંસ્થાંઓ માટે તે નાણાં કઢાવી લે છે. આવા લૂંટારુ ભાઈનો હું પચ્ચીશ વર્ષથી મિત્ર છું. જ્યારથી તેમનો ઘરભંગ થયો ત્યારથી નરસિંહ મહેતાએ કહ્યું હતું તેમ "ભલું થયું ભાંગી જંજાળ" વાળી કહેવત પ્રમાણે ભાઈ ખુશાલદાસે સર્વ ચિંતામાંથી મુક્ત થઈ ગયા હોય તેમ આપણી જ્ઞાતિ માટે ભેખ ધારણ કર્યો અને આપણી કોમને, જ્ઞાતિને ચરણે પોતાની સેવા અર્પણ કરી. એક કપોળ બાળકના જન્મથી માંડીને તે મરણ પામે ત્યાં સુધીમાં તેને જે જે જરૂરિયાત માટે નાણાં અથવા બીજી સગવડો જોઈએ તે પૂરી પાડવાની ભાઈ ખુશાલદાસ કાળજી રાખે છે. અને તેવા લોકશાહી લૂંટારાને હાથે પોતાની કોમને માટે લૂંટાવામાં આપણી કપોળ જ્ઞાતિનાં સુખી ભાઈબહેનો મોજ અને આનંદ માને છે. આજે આ પ્રસંગે શાળાના વિદ્યાર્થીઓને ઉદ્દેશીને હું બે શબ્દો કહીશ, કે જે સેવાભાવી પુરુષે આ સંસ્થા, આ શાળા અને આ ઈમારત ઊભી કરવા મોટો ફાળો આપ્યો છે તે પુરુષના દાખલાનું અનુકરણ કરજો અને તેને પગલે ચાલી દેશની અને કોમની સેવા બજાવવા પ્રયાસ કરજો."

'બહારવટિયો' શબ્દ એના મૂળ અર્થમાં બહુ સારો ભાવના-સૂચક નથી પણ સત્ય, પ્રમાણિકતા અને નીતિરીતીમાં સૌરાષ્ટ્રના બહારવટિયાઓમાંથી કેટલાંક એવાં નામો છે કે જે એ શબ્દ પાછળ રહેલા ડંખને દૂર કરે છે.

વિઠ્ઠલભાઈ પટેલ અને વલ્લભભાઈ પટેલ એ પણ રાજકીય ક્ષેત્રે ગુજરાતમાં બહારવટિયાનું ઉપનામ મેળવી આગળ વધ્યા હતા. દેશને માટે, દેશને સ્વતંત્ર કરવા માટે, દેશની ગુલામી હટાવવા માટે એ બે મહાન ગુજરાતીઓએ બહારવટાં ખેડ્યાં છે.

ખુશાલદાસભાઈ પણ અજ્ઞાન અંધકાર દેશમાંથી દૂર થાય એને માટે વર્ષોથી એક પ્રકારનું બહારવટું તો ખેલે જ છે. જ્ઞાનનાં કિરણો ફેલાવવા માટે એ ચારે તરફ ઘૂમે છે.

એક વાત સાચી છે કે જે "કોથળીઓ" બીજા કોઈથી ખૂલી ન હોત એ કોથળીઓનાં મોઢાં ખોલવામાં ખુશાલદાસભાઈએ બહારવટિયાથી પણ વધુ જોરદાર શક્તિ કેળવી છે. બહારવટિયો એનાં શસ્ત્રબળે 'કોથળીઓ' ખોલાવી શકે, જ્યારે આ જ્ઞાનકિરણનો ફેલાવણહાર બહારવટિયો આત્મબળે એ 'કોથળી'માંથી નાણાં હસતે મુખડે લઈ શકે છે.

બહારવટિયાને તો એના શિકાર શોધવા પડતા, અથવા તો કોઈ ભેટી જાય ત્યારે એનાપર પોતાની કરામત ચલાવવા બહારવટિયો પ્રયાસ કરે—પણ ખુશાલદાસભાઈને તો સહુ કોઈ ઇચ્છે અને એ આવી પોતાના પૈસાનો સાચો વ્યય કરવાની કરામત બતાવે એવી ભાવના સામા પક્ષે સ્થળે સ્થળે ભરી પડી હોય છે.

એટલે એમને 'બહારવટિયા' કહી સંબોધનાર એક દૃષ્ટિએ ખોટા નથી કે જેની પાસેથી ભલભલા એક પૈસો પણ મેળવી ન શકે એવાઓની પાસે ખુશાલદાસભાઈ જઈને ઊભા રહે તો અલાઉદ્દીનના ફાનસની માફક એ કોથળી કોઈ અજબ રીતે ખૂલી જાય એવા એક નહિ પણ અનેક પ્રસંગો એમની આસપાસના મિત્રો અને કાર્યકરોએ અનુભવ્યા છે.

બહારવટિયો મુખ પર પાશવબળનાં પડ લગાવી લોકોને ડરાવે, જ્યારે આ બહારવટિયો પોતાનાં તપતેજથી હસતે મુખડે જેની પાસેથી પૈસા લેવા હોય એના પર સાચી અસર ઉત્પન્ન કરે.

ખુશાલદાસભાઈની સાથે વસી, એ જ્યારે બીજાને દાન આપવા સમજાવતા હોય ત્યારે એમનો અનુભવ લેવા જેવો છે. એવા અનુભવ લેનારને જ ખુશાલદાસભાઈની આ પ્રકારની સાચી શક્તિની ત્યારે જ ખબર પડે.

બહારવટિયો જે કંઈ મેળવે છે એ પોતાને માટે, પોતાના સાથીઓ માટે મેળવે છે, જ્યારે આ પ્રકારના સમાજના બહારવટિયા તો પરમાર્થને કારણે જ પોતાની સર્વ શક્તિ ખરચે છે.

આ બધું જોતાં એમને બહારવટિયાનું બિરુદ આપનાર અમુક અંશે સાચા છે એમ જરૂર કહી શકાય.

અને એ અર્થમાં આપણા સમાજને આવા વધુ બહારવટિયાઓની જરૂર છે એની કોણ ના કહી શકશે ?



## ૧૬

## પત્રકાર અને સુધારક

કપોળ જ્ઞાતિમાં પત્રકાર તરીકે અને એક સુધારક તરીકે શ્રી. ખુશાલદાસભાઈનું નામ અગ્રગણ્ય છે.

પત્રકારનું જીવન બેધારી તલવાર જેવું છે. જે વખતે શ્રી. ખુશાલદાસભાઈએ 'કપોળ' માસિક પત્ર શરુ કર્યું એ જમાનો એવા પ્રકારનો હતો કે જ્યારે સુધારાનું નામ પડતાં જનસમૂહમાં મોટો કડાકો થતો અને આખો સમૂહ એક પ્રકારે ખળભળી ઊઠતો.

'કપોળ અને કપોળ મિત્ર'ની ફાઈલો તપાસી જનાર આજે એ જમાનાની મુશ્કેલીઓ કેવી હતી એનો કંઈક અંશે ખ્યાલ કરી શકે. પત્રકાર તરીકે એ જમાનામાં જીવવું એ કેટલું કપરું હતું એની સાક્ષી એ ફાઈલો પૂરી પાડે છે.

શ્રી. ખુશાલદાસભાઈએ બહુ જ ધૈર્યપૂર્વક, સુજનતા સાચવી રાખીને, સમતોલપણું જાળવી રાખીને જે સુધારાનો માર્ગ ક્રમે ક્રમે સૂચવ્યો એમાં એમના પત્રકાર તરીકેના જીવનની સર્વ ખૂબીઓ સમજાઈ જાય છે.

પ્રસંગે પ્રસંગે એ બીજાનો ખોફ વહોરી લઈને પણ પોતાનાં મંતવ્યો રજૂ કરવામાં અચકાતા નહિ; સામે ગમે તેટલો મહા-

ભારત વિરોધ ઊભા થાય એવા ચિહ્ના દેખાતા હોય, આ વિરોધના મોટા વંટોળ ઉપડે એવી પરિસ્થિતિ પેદા થતી જતી હોય, પણ એ સર્વ પ્રસંગોમા પત્રકાર તરીકેની દૃઢતા કેળવી, સત્યને સાથે રાખી, એમણે જે પ્રયાસો કર્યા છે એ એમના વિરોધીઓને મુખે પણ એમની પ્રશસા કરાવે તેવા છે

વિધવાવિવાહનો કટોકટીનો પ્રશ્ન એક જમાનામા બહુ મતભેદનો પ્રશ્ન હતો એ વખતે વિધવાવિવાહનુ સમર્થન કરનાર પત્રકાર એમના પત્રના એકે એક ગ્રાહકને ગુમાવે એવી પરિસ્થિતિ ઊભી થતા વાર ન લાગે એવી નાજુક સામાજિક સ્થિતિ સર્વત્ર દેખાતી હતી એવે પ્રસગે દૃઢતાથી જ્ઞાતિ અથવા સમાજના કલ્યાણની દૃષ્ટિનો પથ ઉજ્જ્વળ બનાવવા જે પત્રકાર પ્રયત્ન કરે એ જરૂર વંદનીય બને

'કપોળ અને કપોળ મિત્ર' પત્રની કારકિર્દી આવા પ્રયત્નોથી ભરી પડી છે

પત્રકાર તરીકે ખુશાલદાસભાઈની કલમ જરૂર જોરદાર હતી, અને તે પ્રસગે પ્રસગે એમણે લખેલા લેખોમા એમની પત્રકાર તરીકેની સાચી શકિતના દર્શન થાય છે એમની લેખિનીમા ધગશ છે, જોમ છે અને સાથે સાથે શબ્દે શબ્દે એમા સેવાભાવના નીતરે છે

પત્રકારની કલમમા જોમ હોવા જોઈએ, તે જ પ્રમાણે એનુ વકતૃત્વ પણ જોરદાર હોવુ જોઈએ ખુશાલદાસભાઈ એ એ બન્ને શકિત સુદર રીતે સાધી છે એમને જેમણે જેમણે સાભળ્યા છે એ જરૂર કહેશે કે એ જેટલા કલમના કસબી છે એટલા વાણીના પણ એ અજબ કસબી છે એમની જીભપર સરસ્વતીના ઝરા વહેતા થયા છે, એમની વાણીના પ્રભાવથી પચીસ હજારના પચાસ હજાર થતા વાર લાગતી નથી

પત્રકાર તરીકે નિષ્પક્ષપાતપણુ એ વિશિષ્ટતા કેળવવાની જરૂર હોય છે ખુશાલદાસભાઈએ એ વિશિષ્ટતા કેળવી છે એમણે

જૂના વિચારના વર્ગ સાથે અને સુધારક વર્ગ સાથે વસીને જે નિષ્પક્ષપાતપણે કપોળ જ્ઞાતિને દોરી છે એમાં એમના જીવનની સર્વપ્રિય સફળતાની ચાવી રહેલી છે.

સુધારક હોવા છતાં આર્યસંસ્કારના એ મોટા ભક્ત છે. આર્યસંસ્કાર કાયમ રાખી સંસાર સુધારાને જે વધાવે છે એ સુધારક સમાજની સાચી સેવા કરી જાય છે. ખુશાલદાસભાઈ એ કોટીના સુધારક છે. અને એમણે જે લોકપ્રિયતા મેળવી છે એમાં એમની પત્રકાર તરીકેની એ કલા સંપૂર્ણપણે પ્રકાશી ઊઠી છે.

પત્રકાર માટે કહેવાયું છે કે :

"કાં તો છત્રપતિ ને કાં તો પત્રપતિ"

ખુશાલદાસભાઈ એ જોખમદારી સંપૂર્ણપણે સમજી શક્યા છે અને પત્રપતિ તરીકે એમણે સંપૂર્ણ યશ પ્રાપ્ત કર્યો છે. શ્રી. ખુશાલદાસભાઈને જાપાનના પ્રવાસે જવાનું થતાં મ.સિકનું સહતન્ત્રીપદ શ્રી. અમિદાસ કાણકીઆએ સંભાળ્યું હતું. તે દરમિયાન શ્રી. ખુશાલદાસભાઈના કાર્યને જે માનાંજલિ તેમણે અર્પી છે તે આ બધા વિધાનની સાક્ષી પૂરે છે. શ્રી. અમિદાસભાઈએ જણાવ્યું છે કે : "શ્રીયુત્ ખુશાલદાસ પારેખ જાપાનના પ્રવાસે ગયા છે. કપોળ જનતાનું એ પરમ સદ્ભાગ્ય છે કે એને શ્રીયુત ખુશાલદાસ જેવા સેવાભાવી સજ્જન કાર્યકર્તા મળ્યા છે. એમના નિકટના પરિચયમાં આવવાની મને ઘણાં વર્ષોથી તક મળી છે. વરસોથી 'કપોળના' સહતંત્રી તરીકે એમની સાથે કામ કરી એમના સેવાભાવી સ્વભાવની સંપૂર્ણ માહિતી મેં મેળવી છે. વરસો અગાઉ કપોળ યુવક મંડળની સ્થાપના કરવામાં અને આજલગી એની પ્રવૃત્તિને પ્રેરણા તથા પ્રાણ આપવામાં શ્રી. ખુશાલદાસભાઈએ અતિ અગત્યનો ભાગ લીધો છે. આપણી ઘણી ખરી પ્રવૃત્તિના એ પ્રવર્તક અને આધારસ્તંભ બની ગયા છે. આપણી કેળવણી

સંસ્થાઓના એ ઘણા સમયથી સંચાલક છે જ્યારે છેલ્લા વીશ વરસની પ્રગતિનું માપ કાઢવામાં આવશે અને કપોળ જનતાએ જીવનના વિવિધ ક્ષેત્રોમાં કરેલી સાધનાની તવારીખ વાંચવામાં આવશે ત્યારે તેમાં શ્રીયુત ખુશાલદાસભાઈની અનેકવિધ સેવાઓ અગ્રસ્થાને આવશે એ વાત નિઃસંશય છે વિદ્યાર્થી વર્ગને સર્વદા સહાય કરવામાં, દુઃખી કપોળબંધુઓને મદદ આપવામાં-અપાવવામાં એ સદા ઉત્સુક રહ્યા છે

જ્યારે બધાએ ચાલ્યા જાય, આગભરુ્યા યુવકો વિઘ્નભયે આઘા ખસી જાય, કાર્યકર્તાઓ નિષ્ક્રિયતા સેવતા હોય, ત્યારે પણ એમનો ઉત્સાહ એવો ને એટલો જ અપૂર્વ અને અખંડ રહે છે અંગત કામકાજની ઉપેક્ષા કરી, શરીરસ્વાસ્થ્યની અવગણના કરી કપોળ જનતાની સેવા કરવામાં એમણે જે અનન્ય કર્તવ્યપરાયણતા બતાવી છે તે આજના યુવક વર્ગને અનુકરણીય છે

આક્ષેપો અને પ્રહારો, ઉપાલંભો અને કટુવચનો નમાજ સેવકના નસીબે લખાયા હોય છે ઘણા અપક્વ સુધારકો અને સેવકો આ સહન કરી શકતા નથી નિરાશ બની જ્ઞાતિથી અને સુધારક પ્રવૃત્તિથી વિમુખ બની તેઓ સુધારણા અને સેવાના માર્ગને છોડી દે છે આવી નિરાશા કે ઉદાસીનતા જરા પણ રાખ્યા વિના સ્થિરતાથી હાથે ધરેલું કામ પાર ઉતારવાની એમની શક્તિ બીજાને વિસ્મય પમાડે તેવી અસાધારણ છે

શ્રીયુત ખુશાલદાસભાઈ જૂના અને નવા વિચાર વચ્ચે સુવર્ણમધ્યનું સરખા છે જૂનામાં જાળવવા જેવું હોય તેને જાળવી રાખવું અને નવામાં જે સ્વીકારવા સરખુ હોય તેને અપનાવી લેવું એ એમના જીવનનો મુદ્રાલેખ છે એમનું મનન બરાબર ન

સમજવાથી વિનીતો અને ઉદ્દામ પક્ષના વિચારકો એમના વલણને અવગણે. પરંતુ આજે જે નવા અને જૂના વચ્ચે સુમેળ અને સંવાદ જોવામાં આવે છે તે એમના વલણને લઈને, એમ તો સહુ કોઈને કબૂલ કરવું પડશે.

જુદી જુદી સખાવતોનો પ્રવાહ યોગ્ય દિશામાં વાળી ઉપયોગી સંસ્થાને સચેતન બનાવી, જ્ઞાતિના જીવનને વધારે ઉજ્જવળ બનાવવા સર્વદા એ પ્રયત્નશીલ રહ્યા છે. આવી કર્તવ્ય-પરાયણ અને નિઃસ્વાર્થી સેવાભાવી વ્યક્તિ મેળવવામાં કપોળજનતા અભિમાન લઈ શકે.

મને ખબર છે કે આ અધૂરાં વચનો પણ વાંચી એમને દુઃખ થશે. પોતાના કાર્યની પ્રશંસા એમને જરાપણ પસંદ નથી. એમની પ્રશંસા કરવાના હેતુથી નહિ પણ એમનું આવું કર્તવ્ય-પરાયણ જીવન ઊછરતી પ્રજાને બોધક અને માર્ગદર્શક નીવડે એ ખાતર હું આ શબ્દો લખી રહ્યો છું.

આપણી જ્ઞાતિમાં આવા સાચા કાર્યકર્તાઓ ઓછા છે. ઘણા વિશાળ ક્ષેત્રમાં કામ કરતા હશે; ઘણા રાજકારણમાં ભાગ લેતા હશે; પરંતુ વિરોધી વાતાવરણમાં પ્રતિકૂળ પરિસ્થિતિમાં અને વિચારમંથનજન્ય વંટોળમાં કપોળ જનતાની પડખે ઊભા રહી એકનિષ્ઠાથી સેવા કરનારા સજ્જનોમાં શ્રી. ખુશાલદાસભાઈનું નામ અગ્રસ્થાને આવે.

'કપોળ'ના સહતંત્રી તરીકે સ્વતંત્ર વિચારો દર્શાવવાનો મારો અધિકાર છે. પણ આજે જે વચનો લખું છું એમાં સમગ્ર કપોળ જનતાના હૃદયના પડઘા જ હું ઝીલી લેવા યત્ન કરું છું."



## ૧૭

## સંસારી સાધુ

ખુશાલદાસભાઈના સમગ્ર જીવનનું જેણે સાચે સ્વરૂપે અવલોકન કર્યું છે એવા તટસ્થ પુરુષને કોઈ એમને માટે પૂછે તો એ પુરુષ જરૂર કહે કે ખુશાલદાસભાઈ એટલે સંસારી સાધુ.

"સંસારથી સગ્ગો રહે
ને મન મારી પાસ"

એ કડી એમણે જીવનના ઉતારી છે વ્યાપાર કરે, વ્યાપારી તરીકે જીવન ગાળે, છતા એમના દિલમાં તો નિશદિન સેવાની જ્યોતના પ્રકાશ ચાલુ જ રહે છે. સંસારના સર્વ વ્યવહારમા એક વ્યવહારી પુરુષ તરીકે સર્વ વર્ગ સાથે હળે ભળે, સહુને સૂચના આપે, સલાહ આપે, સહાય આપે, પણ એ સર્વની પાછળ એમનામા રહેલી સાધુતાના પ્રકાશ એવા ને એવા તેજથી સહુને ઉજાળ્યા કરે. આ શક્તિ કેળવનાર પુરુષ ભગવા પહેરનાર સાધુ કરતા પણ શ્રેષ્ઠ સ્થાન મેળવે છે એ એક નગદ સત્ય છે.

સંસારમા રહેવુ, સંસારીઓ સાથે ભેળવુ, સંસારની રહેણી-કરણીને સ્વીકારવી, છતા સંસારથી અલિપ્ત રહેવું એ સુભાગ્ય તો

કોઈ વિરલ પુરુષને જ સાંપડે છે. ખુશાલદાસભાઈએ વિરલ સ્થાન પ્રાપ્ત કરી શકયા છે એનું એક જ કારણ છે, કે સંસારમાં રહી એમણે સંપૂર્ણપણે સાધુવૃત્તિ કેળવી છે.

સાધુની વાત આવે ત્યારે સહુ કોઈ સાધનાની અપેક્ષા રાખે. જાહેરજીવન એ પણ એક પ્રકારની સાધના છે.

સાધુનાં સંબોધન થાય ત્યારે સહુ કોઈ જે વ્યક્તિ માટે એ સંબોધન થતાં હોય એની પાસે જપ તપની પણ આશા રાખે. જાહેરજીવન એ પણ એક પ્રકારના જપ તપ જેવી જ સ્થિતિ છે. એમાં સામાન્ય માણસ ટકી શકતો નથી, એમાં સામાન્ય સ્થિતિ ઘડીભર પણ ચાલી શકતી નથી. એમાં તો ખરાખરીના ખેલ ખેલનારા જ પાર ઊતરે છે. સાધુતા એ ખરાખરીનો ખેલ છે. લોકકવિઓએ એક વિશિષ્ટ દુહો કહ્યો છે :

આશક નટ, સાધક સતી,
શુરા સ્હેવો સ્હેલ;
અરાપરીકી બાત નહિ,
ખરાખરી કો ખેલ.

અર્થાત્ સાચો આશક, સાચો નટ, સાચો સાધક, સાચી સતી અને સામે દુશ્મનનો ભાલો વાગતો હોય એ વખતે દુશ્મનનો ઘા વખાણનાર પુરુષ—એ સામાન્ય વાત નથી. એ તો ખરાખરીનો ખેલ છે. સાધુ કરતાં પણ સંસારી સાધુઓએ આવા ખેલ ખેલવા પડે છે. અને એ રીતે સાધકપદ પ્રાપ્ત કરનાર જ સમાજમાં વંદનીય સ્થાન પ્રાપ્ત કરી શકે છે.

ખુશાલદાસભાઈનું આખું જીવન સાધક દશાનું છે. એમના જીવનનાં સર્વ પ્રકરણો સાધનાનાં ફળરૂપે તૈયાર થયાં છે. એ હજુ

પણ સાધક દશામાં છે. એમની સાધના એમને કપોળ જ્ઞાતિની સેવામાંથી સમગ્ર મહાગુજરાતની સેવામાં લઈ જશે અને એથીયે આગળ વધી એ સાધનાને પરિણામે સમગ્ર ભારતવર્ષ એમની સેવાનો લાભ ઉઠાવે એ ધન્ય દિવસ પણ જરૂર આવવો જ જોઈએ.

સંસારમાં રહીને સાધુતા કેળવવી એ સહુના ભાગ્યમાં હોતું નથી. એની પાછળ મોટી તપશ્ચર્યા છે. ખુશાલદાસભાઈનું જીવન એવા અનેક તપના પ્રસંગો કહી જાય છે કે જે શબ્દોમાં ઉતરી શકે તેમ નથી. એમનાં એ તપતેજના દર્શન તો એમની સાથે વસનાર કોઈ વિરલ મિત્ર માણી શકે છે.

જેમને જેમને એ માણવાની તક મળી છે એ સહુ અમારી સાથે સૂર પુરાવીને જરૂર કહેશે કે એ સંસારી સાધુના મિત્ર થવું, એના સ્નેહી થવું, એની સાથે બે ડગ માંડવાં, એની સાથે થોડી વાર શબ્દોની આપલે કરવી એ પણ જીવનની ધન્ય પળ માણવા જેવી વાત છે. ઘણુ જીવો એ સંસારી સાધુ સમા ખુશાલદાસભાઈ.

